# મુસ્લિમ લીગનો ઇતિહાસ

'હિન્દનું મુસ્લિમ રાજકરણ' નામના પુસ્તકને મુસ્લિમ-ગુજરાતી જનતા તરફથી જે ભાવભીના આદરમાન મળ્યાં છે, એ પરથી ઉત્સાહિત થઇને અમે એક કદમ આગળ વધીએ છીએ, અર્થાત 'મુસ્લિમ રાજકરણ' જેવોજ એક બીજો રચનાત્મક અને સર્જનાત્મક

'બઝ્મે ઇકબાલ' ગ્રંથમાળા: પુસ્તક ત્રીજું

# વતનની વેદી

'સીરતી'



મૂલ્ય : પાંચ આના

પ્રકાશક :
બઝ્મે ઇકબાલ
કઠોર.

કઠોરના ભાઈ "સીરતી" અને બીજા ઉત્સાહી યુવકોએ 'બઝમે ઇકબાલ" ગ્રંથમાળા ચાલુ કરી એ જાણી મ્હને બેહદ આનંદ થયો છે.

ગુજરાતી સાહિત્યમાં આદર્શ ઇસ્લામી સાહિત્યનો લગભગ અભાવજ છે. કવમનું યોગ્ય માર્ગ દર્શન કરી સકે, તેમને આચાર વિચારની ખરી ધુનમાં આણી સકે એવાં પુસ્તકો ઘણાજ થેડાં હશે. આ અસહ્ય ખોટ પુરવાનો કઠોરનાં ઉત્સાહી જવાનોએ જે નેક નિર્ધાર કર્યો છે તેને મ્હારા હાર્દિક અભિનંદન છે.

ગ્રંથમાળાનું પહેલું પુસ્તક વાંચ્યું. ઇકબાલના આદર્શોને પોષે એવું પ્રાણવાન સાહિત્ય સર્જાવવાનો ગ્રંથમાળાના સંચાલકો જે દાવો કરે છે તે સાચો છે. ગુજરાતના મુસલમાનો આ ઉપયોગી અને આદર્શ ગ્રંથમાળાને હોંશે અપનાવી લેશે એવી આશા રાખું છું.

કઠોરના મ્હારા લાંબા વસવાટ દરમિયાન, "બઝમે ઇકબાલ"ના ઉત્સાહી અને નિઃસ્વાર્થી કાર્યકરોના સમાગમમાં હું આવ્યો છું. તેમના ઉત્સાહ અને ખંત માટે મ્હને માન છે. તેમણે જે કાર્ય આરંભ્યું છે, તેમાં ગુજરાતના મુસલમાનો પુરેપુરો સહકાર આપે તો મુસ્લિમ–ગુજરાતની સેવા કરવાના તેમના કોડ આસાનીથી પાર પડી સકે એમ છે.

કોઇ પણ ઝાતના અંગત સ્વાર્થ વિનાની આ ગ્રંથમાળાની હું સફળતા ઇચ્છુ છું અને ખુદા પાસે અંતઃકરણ પુર્વક દુઆ ગુઝારૂં છું કે તે માબુદે કરીમ બઝમે ઇકબાલના સંચાલકોના મનોરથો પુરા કરે.

દસ્તુર કોટેજ
લુન્સી કુઇ
નવસારી.

ખાકસાર,
આદમજી સાલેજી પટેલ
બી. એ., એલ એલ. બી.
મુન્સફ.

'બલામીર' નામના એક શકિતશાળી હુણે જે કાળમાં, ઇરાનના સરહદી પ્રગણા 'બલ્ખ' ઉપર ચઢાઇ કરી તેને જીતી લીધું ત્યારથી આ વાર્તાની શરૂઆત થાય છે. બલ્ખવાસીઓએ હુણોના વિકાળ પંજામાંથી પોતાના પ્યારા વતનને છોડાવવા જે આઝાદી-જંગ ખેલ્યો તેની આ ઐતિહાસિક દિલચસ્પ દાસ્તાન છે.

ઉર્દૂના મશ્હૂર લેખક 'મીરઝા અદીબ' મ્હારા માનીતા લેખક છે. તેમની બે ત્રણ વાર્તાઓનો મ્હેં ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. એમાંની બે 'સમાસરહ' અને 'બલ્ખી અબળાનો ઇન્તિકામ' 'મુસ્લિમ-ગુજરાત'માં કટકે કટકે પ્રસિદ્ધ થઇ ચુકી છે. આ વાર્તા બેશક, 'બલ્ખી અબળાનો ઇન્તિકામ' છે. નામ ઘણું મોટું હોવાથી તે બદલી 'વતનની વેદી' રાખ્યું એ વાંચકો સ્હેજે સમજી શકશે.

કઠોર.
તા. ૧-૮-૪૦

—સીરતી



# ★ અર્પણ ★

જેમના સહકાર બળે, અમે આ સાહસ ખેડવાની હામ ભીડી છે. એવા થોડાજ હમદર્દોમાંના જનાબ **ઈસ્માઈલ મુહમ્મદ વલીયુલ્લાહ** સાહબ એક છે.

અને એવા એક સાહિત્ય પ્રિય સજ્જનને આ લઘુ પુસ્તક અર્પણ કરતાં અમને આનંદ થાય એ સ્વભાવિક છે.

જનાબ **ઈસ્માઈલ** સાહબ જેવા ગુર્જર મુસ્લિમ સાહિત્યના અનુરાગીનો સાથ અને સહકાર મેળવવા અમે ભાગ્યશાળી થઈ સકયા તે બદલ તે પરમકૃપાળુ અલ્લાહનો અમે બેહદ પાડ માનીએ છીએ.

**બઝમે ઈકબાલ**
**ના**
**સંચાલકો.**

કઠોરના સાહિત્ય પ્રેમી-હમદદ



જનાબ ઈસ્માઈલ મુહમ્મદ વલીયુલ્લાહ

# વતનની વેદી

## [ ૧ ] સિતમની સિમા

વૃધ્ધ 'નાદિર' પોતાની આઠ વરસની બાળકી 'શીરીન'ની આંગળી પકડી, બલ્ખના ઉત્તર વિભાગમાં આવેલા વિશાળ મયદાનમાં આહિસ્તા આહિસ્તા ચાલ્યો જતો હતો. ચોમેર નિર્જનતા હતી. દિવસની રહી સહી રવશની, અંધકારના થરોની ચુંગાલમાં અંતિમ શ્વાસો લઇ રહી હતી. પવન જોશથી ફુંકાતો હતો.

વૃધ્ધ નાદિર એક કંગાલ શિલ્પી હતો. તે દરરોઝ સવારથી લઈ સાંજ લગી, પોતાના ઘરથી કાંઈ અંતરે, એક નાનકડી દુકાનમાં વાસણો પર કોતરકામ કરતો હતો. આ કામ તેના માટે પેટ ભરવાનું અને સાથે સાથે દિલચસ્પીનું પણ સાધન હતું. કદી કદી તે પોતાની વ્હાલી પુત્રી શીરીનને પણ દુકાને તેડી જતો હતો. આજે પણ શીરીન આખો દિવસ દુકાને રહી, હવે બાપ સાથે ઘરે જતી હતી. જેમ જેમ તેઓ આગળ વધતા ગયા તેમ તેમ અંધકાર વધુ અને વધુ ગાઢ થતો ગયો. એક નાનકડી નદી નઝદીક પહોંચી શીરીને પોતાની પેશાની પર વિખેરાયલાં વાળોને પાછળ ખસેડતાં બાપ તરફ એવા ભાવે જોયું જાણે કાંઇ પૂછી રહી છે. વૃધ્ધ નાદિરના ઓષ્ટ ઉપર સ્મિત ફરકી ઉઠ્યું. તે થંભી ગયો અને પોતાનો બીજો હાથ તેના માથે મુકી મુહબ્બતભર્યા સાદે તેણે પુછ્યું :

"કેમ શીરીન ! થાકી ગઇ ?"

"નહિં, અબ્બા !" નાનકડી શીરીને ધીમી આવાજે કહયું : "મ્હને બ્હીક લાગે છે."

"કોની બ્હીક ? બેટા ! અહિં કોણ છે ? "

બાલિકા બાપની વધુ નઝદીક આવતાં બોલી :

"હુણ, અબ્બા !"

"અહિં હુણ કેવો ? ગાંડી થઇ છે ! જલ્દી ચાલ, ઉમ્મી તારી રાહ જોતી હશે."

બન્ને ચાલવા લાગ્યાં. વૃદ્ધ નાદિરની ચાલ પહેલાં કરતાં વધુ ઝડપી બની ગઇ હતી અને નાનકડી શીરીન, વારંવાર પોતાના કપાળ અને કપોળ પર વિખેરાયલાં વાળોને પાછળ ખસેડતી બાપના ડગ સાથે ડગ મેળવી રહી હતી. તેઓ હજી થોડેજ દૂર ગયાં હશે ત્યાં, એક આકાર તેમની પાસેથી પસાર થયો. શીરીન બાપને વળગી પડી.

"શું થયું ? " વૃદ્ધ નાદિરે પુછયું.

"નકામી ડરે છે, શીરીન !" નાદિરે આસપાસ નજર દોડાવતાં કહયું. કમીના 'હુણ' અહિં આવી સકે એમ નથી. ચાલ !"

શીરીન ખામોશ પણ બાપ સાથે વળગેલીજ રહી. અચાનક તેના મુખેથી એક હળવી ચીસ નીકળી પડી. તેની નઝદીક બે ખવફનાક આંખો ઝળકી રહી હતી.

વૃધ્ધ શિલ્પીએ બાળકીને ગોદમાં ઉપાડી લીધી. તેને વસ્તુસ્થિતિનું ભાન ન હતું.

પવન વધુ અને વધુ જોશથી ફુંકાવા લાગ્યો. આકાશ પર કયાંક કયાંક તારલા ટમટમી રહયા હતા. એક તો વયોવૃધ્ધ, બીજું

ઃવસભરનો થાક, થોડેક દૂર જઇ નાદિરના કદમ હળવા પડી ગયા. ાનકડી શીરીન આંખો બંધ કરી બાપની છાતી સાથે વળગેલી હતી.

"તું તો......અમસ્થી ડરે છે, બેટા!" નાદિરે હાંફતાં કહ્યું. ારીને એ સાંભળી આંખો ઉઘાડી નાખી, પરંતુ તે કાંઇ બોલી હિ. વૃદ્ધ થોડાજ સમયમાં એક નાનકડા મકાન પાસે આવી ઉભો હયો. તેણે બાળકીને ગોદમાંથી ઉતારી અને તેની આંગળી પકડી કાનના દરવાઝા ભણી ચાલ્યો. દરવાઝો ઉઘાડો હતો. નાદિરની ાંખોમાં તઅજ્જુબીનાં ચિન્હો તરવરી ઉઠયાં. ધડકતા દિલે તેણે ંદર પગ મુકયો. શીરીન એકદમ ઘરમાં દોડી ગઇ અને તેની, ઉમ્મી!' 'ઉમ્મી!'ની પુકાર વાતાવરણમાં ગુંજવા લાગી. અંદર ાટાટોપ અંધકાર હતો. "સાઇરહ!" વૃધ્ધે ઝોરથી બુમ પાડી. સાથેજ ારીન પુકારી ઉઠી: "ઉમ્મી! તું કયાં છે?" થોડીક પળો પછી ાદિરે પુનઃ બુમ મારી: "સાઇરહ!" પરંતુ પ્રતિયુત્તર મળ્યો નહિં.

નાદિરનું દિલ ઝોરથી ધડકવા લાગ્યું. તેણે શીરીનને સંબોધતાં હયું:

"શીરીન! દીવો કેમ સળગાવતી નથી?"

"અચાનક તેનો પગ કોઇ વસ્તુ સાથે અથડાયો.

વાતાવરણની તિમિરતામાં 'ખર ખર' આવાઝ શુરૂઅ થઇ. ાલ્પી આગળ વધ્યો. તેને એવું થયું, જાણે તે કોઇ નરમ વસ્તુ ર ઉભો છે.

શીરીન દીવો લઇ આવી. વાતાવરણમાં પ્રકાશનું નાનકડું વર્તુલ અંધકારના જડબાઓમાં થરથરવા લાગ્યું.

"ઉમ્મી કયાં છે? અબ્બા!" શીરીને ગભરાતા સાદે પુછ્યું. અચાનક તેની નિગાહો બાપના પગો પર ઝામી ગઇ, તેનું મોઢું

ઉઘડી ગયું અને હાથ થરથરવા લાગ્યા. નાદિરે પોતાના પગો તરફ જોયું. તેનો ચિહરો પીળો પડી ગયો......તે પોતાની રક્ત-તરબોળ અવરતની છાતી ઉપર ઉભો હતો!

બાલિકાના હાથમાંથી દીવો પડી ગયો અને તે ઉમ્મી કેહતી માના શબને વળગી પડી. નાદિર પત્નીની છાતી પરથી એકદમ હેઠળ ઉતર્યો અને તેના લોહીમાં ભીંજાયલા વાળો પર હાથ ફેરવી કેહવા લાગ્યો :

"સાઇરહ! શું થયું તને...તું...તું..." અને તેની આવાઝ બાલિકાની દર્દનાક ચીસોમાં ડૂબી ગઈ.

અચાનક બારણે ઝાંખો પ્રકાશ દેખાયો. એક માણુસ હાથમાં મશાલ લઇ અંદર દાખિલ થયો. તેના ચિહરા પર ક્રૂરતા તરવરતી હતી. આ દર્દનાક દ્રસ્ય નિહાળી તેણે અટ્ટહાસ્ય કર્યું. પછી કરડા સ્વરે તે બોલ્યો :

"કેમ બુઢ્ઢા! હુણ કવમનો ઝુલ્મ જોયોને...?"

બંનેએ હુણ તરફ જોયું. ભયભીત બાલિકાનું મસ્તક ઝુકીને મૃત માના મસ્તક સાથે લાગ્યું. નાદિરની આંખ લાલ બની ગઇ.

"યાદ છે, બુઢ્ઢા! હમણાંજ તેં હુણોને નીચ અને કમીના કહ્યા હતા?" આવનારે કડક સ્વરે કહ્યું.

"તું છે કોણ?" રોષથી કંપતી આવાઝે નાદિર બોલ્યો : કમીના, પાજી, ઝાલિમ, આટલી હિમ્મત? આ અત્યાચાર ગુઝારતાં તારા હાથ તૂટી ન ગયા...મરદૂદ!"

સાથેજ નાદિર ઉભો થઈ ગયો.

"એક સઝા ત્હારા માટે કાફી નથી એટલે બીજી સઝા આપ્યા વગર હવે છુટકો નથી." હુણ બોલ્યો અને ચાલ ઝડપે શીરીનને પોતાના બાહુઓમાં ઉપાડી લીધી. નાદિરને કોઇ તેનું કાળજું કાઢી રહ્યું હોય એમ લાગ્યું. તે વિજળી વેગે હુણ ઉપર ધસ્યો. હુણ પાછળ ખસી ગયો. બાલિકાના ચિહરા પરથી નૂર ઉડી ગયું હતું.

"ઝાલિમ! મ્હારા જીવનનો આ આખિરી સહારો છે. મ્હારી પુત્રી મ્હને પાછી આપી દે. હું ત્હારા અત્યાચારો બરદાસ્ત કરવાને યોગ્ય નથી. હું......"

હુણ ખડખડાટ હસી પડયો અને જોત જોતામાં દરવાઝામાંથી બહાર નીકળી ગયો. ખંડમાં પુનઃ અંધકાર પથરાઇ ગયો. બદનસીબ બાપ દરવાઝા ભણી ધસ્યો. બહારથી 'અબ્બા!' અબ્બા!'ની દર્દનાક ચીસો સંભળાતી હતી. પિતૃ-પ્રેમના પાગલપણાની ધૂનમાં નાદિર અંધાધુંધ બહાર નીકળ્યો. અચાનક તેનો પગ કોઇ વસ્તુ સાથે અથડાયો. તે એકદમ પછડાયો-તેનું માથું ફાટી ગયું અને શરીર પર ન્હાના મ્હોટા ઘા લાગ્યા. તેણે ઉભા થવા કોશિશ કરી પરંતુ નિરર્થક તેને એવું લાગ્યું, જાણે કોઇ તેની છાતી ભીંસી રહ્યું છે.



## [ ૨ ] સિતમનો શિકાર

શીરીનને ઉપાડી હુણુ પોતાના ઘોડા પાસે પહોંચ્યો અને ઝડપથી તેના પર સ્વાર થઈ ચાલતો થયો. શીરીન ક્યારની ભાન ગુમાવી ચુકી હતી. ઘોડો અંધકારની ચાદરોને ચીરતો પુરપાટ ગમન કરી રહ્યો હતો. થોડેક ગયા પછી, અચાનક પ્રકાશ નઝરે પડયો. હુણે ઘોડાને થોભાવ્યો અને તેના પરથી હેઠળ ઉતરી જે તરફ પ્રકાશ નઝરે પડતો હતો તે તરફ ચાલ્યો. થોડીજ પળો પછી તેની સન્મુખ એક વૃધ્ધ અવરત હાથમાં મશાલ પકડી ઉભેલી નઝરે પડી. હુણુની આંખોમાં લોહી તરી આવ્યું. તેણે વૃદ્ધાને ઢંઢોળતાં કડક સ્વરે કહ્યું :

" શમ્સા !"

વૃદ્ધાના હાથમાંથી મશાલ હેઠળ ઢળી પડી અને તે થર થર ધ્રુજવા લાગી.

" બદબખ્ત ! આટલી હિમ્મત !"

શમ્સા એક તરફ ખસી ગઇ અને ફાટેલ ડોળે હુણુ તરફ જોવા લાગી.

" બોલતી કેમ નથી ?" હુણે ગઝબનાક આવાઝે પુછ્યું.

" ખૂનખાર સિંહ સામે શું બોલું ?" ડોસીનો ધીમો સાદ સંભળાયો.

" તું ખુંખાર સિંહને ધોકા આપવા માગે છે, ખરું ?"

" ધોકા ? હરગિઝ નહિં. ફરમાવો ! અગર તમારી પાસેથી

તમારા જીવનના આધારસમું બાળક છીનવી લેવામાં આવે તો તમે શું કરો? તમે મ્હારી પેઠે બેતાબ ન થશો?" વૃધ્ધાએ ગમગીન આવાઝે પુછ્યું.

"ખામોશ! દગાખોર અવરત! તારા પતિ અને પુત્રની પેઠે તું પણ કાવત્રાં રચી રહી છે."

"અહિં ક્યાં કાવત્રાં થઇ સકે એમ છે?"

"ત્યારે?"

"ત્યારે...ઝરા વિચારો. પત્ની પોતાના પતિને ત્યાગી સકે છે? મા પોતાના પુત્રથી વિખુટી પડી સકે છે?"

"અગર તું કાવત્રાં કરતી નથી તો પછી રાતના અંધકારમાં અહિં આવવાનો હેતુ?"

"એ માટે, કે હું મજબૂર છું. આ લાંબા લાંબા સળીયાઓ પાછળ મ્હારૂં દિલ અને જિગર છે!"

"તું ત્યારે શું કરશે, જ્યારે તારા દિલ અને જિગરના ટુકડે ટુકડા કરી નાખવામાં આવશે?" શમ્સાના મોઢામાંથી ચીસ નીકળી પડી.

"નહિં, એવું હરગિઝ થઇ સકે એમ નથી!"

"થઈ સકે એમ નથી...કારણ? કાવત્રાખોરની સઝા મવત છે અને ત્હારો પતિ અને પુત્ર કાવત્રાંના અપરાધ બદલ અહિં કયદ છે."

"તેઓ તદ્દન નિર્દોષ છે."

"તેમણે કાવત્રું નથી કર્યું પણ તેમણે કાવત્રાખોરોને મદદ અવશ્ય કરી છે અને એજ તેમનો ગુનાહ છે. હવે વધારે ટક ટક કરીશ નહિં...પકડ આને." હુણે બાલિકા તરફ ઇશારો કરતાં કહ્યું.

ડોસીના હાથ બાલિકાને ઉપાડવા માટે લાંબા થયા અને બે ત્રણ પળો પછી તે તેની ગોદમાં હતી. હુણુ એક તરફ ચાલ્યો ગયો. ડોસીનાં નયનો સળીયા પર ઝામેલાં હતાં. પવન જોશભેર ફુંકાતો હતો. આસ્માન પર ચાંદ, પાનખરના સપાટામાં આવેલા વૃક્ષના પીળાં પાન જેવો લાગતો હતો. બે મિનિટ પછી હુણુ ઘોડાની લગામ પકડી ત્યાં પુન: આવ્યો અને શમ્સા તરફ ગઝબનાક નિગાહે જોઇ ચાલવા માંડયું. ડોસી પણ તેની પાછળ, આહિસ્તા આહિસ્તા ડગ ભરવા લાગી. થોડેક છેટે ગયા પછી ડોસીએ પહેલીજ વાર શીરીનના ચિહરા ભણી જોયું. સાથેજ બે મોટાં આંસૂઓ તેની આંખોમાંથી લટકી પડયાં.

"જલ્દી કેમ ચાલતી નથી, બદબખ્ત!" હુણે પાછળ ફરી, ગર્જના કરી. ડોસીની ચાલ તેઝ બની ગઇ.

એજ સમયે શીરીને આંખો ઉઘાડી. "ઉમ્મી...અબ્બા!" નો આછો ધ્વની તેના મુખેથી નીકળ્યો. શમ્સાએ બેતાબ થઇ તેને પોતાની છાતી સાથે વળગાવી લીધી.

"શું ચાલી રહયું છે, બુઢ્ઢી!" હુણે પુન: પાછળ ફરી પુછ્યું.

"બાલિકા!" ડોસી એથી વધુ કાંઇ બોલી સકી નહિં.

"ભાનમાં આવી?"

"હા, અને પોતાના ઉમ્મી અબ્બાને પુકારે છે." સાથેજ શીરીન ઝોર ઝોરથી ચીસો પાડવા લાગી.

હુણુના હોથો ઉપર સ્મિત રમવા લાગ્યું. તેણે લાંબો લાંબો શ્વાસ લીધો અને પુન: ઝડપથી ચાલવા માંડયું. થોડાજ સમયમાં તે

એક મકાનના દરવાઝાં પાસે આવી ઉભો રહયો. હુણે દરવાઝો ખટખટાવ્યો. થોડીજ પળોમાં દરવાઝો ઉઘડી ગયો.

"આ બદબખ્ત ડોસીની ત્હારે સંભાળ નથી રાખવી, ખરૂં ને ?"

"શમ્સા !" અંદરથી કરડો સાદ સંભળાયો. સાથેજ એક કદરૂપી અવરત દરવાઝા પર આવી ઉભી રહી.

"એ બીજી તરફથી નીકળી ગઇ હશે; કમબખ્ત !" પેલી અવરતે કહ્યું.

"પણ હારે દેખરેખ તો રાખવી જોઇતી હતી!"

"એની ગોદમાં આ કોણ છે ?"

"એક બાગીની પુત્રી !"

અને હુણ ઘોડાની લગામ પકડી એક તરફ ચાલ્યો ગયો. શમ્સા અંદર દાખિલ થઈ. શીરીન ઝોર ઝોરથી બૂમો પાડવા લાગી, પરંતુ જેવીજ એ ભયંકર તગતગતી આંખો તેણે જોઇ, કે તે ખામોશ થઇ ગઇ; જાણે કોઈએ તેની ગળચી દબાવી દીધી કેમ ન હોય !

"તું ત્હારા ધંધા છોડવાની નથી, રાંડ ! અગર એજ સ્થિતિ રહી તો મ્હારે સખ્તી કર્યા વગર છુટકો નથી." પેલી કદરૂપી અવરતે શમ્સાને ધમકાવતાં કહ્યું.

શમ્સાએ એક લાંબો નિશ્વાસ નાખ્યો અને શીરીનને પલંગ પર સુવડાવી એક ખુણામાં જઇ ઉભી.

"એને તારી સાથે લઇ જા ! અહિં એનું કાઇ કામ કથી."

એ સાંભળી શમ્સાએ ભયભીત બાલિકાને પુન : ગોદમાં ઉપાડી અને બીજા હુકમની વાટ જોવા લાગી.

"જા, દુર થા અહિંથી !"

અને તે શીરીનને ઉપાડી ખંડમાંથી બહાર નીકળી ગઇ.

થોડીજ પળોમાં ચોમેર અંધકાર પથરાઇ ગયો. શમ્સા, શીરીનને લઇ એક નાનકડા ઓરડામાં આવી. બાલિકાના મુખેથી હળવી ચીસ નીકળી અને તે શમ્સાને ઝોરથી બાઝી પડી.

"ડરે છે કેમ, દિકરી! હવે તું ઝાલિમોના પંજામાં નથી."

ડોસીએ ભયભીત શીરીનના માંથે હાથ ફેરવતાં કહયું. એક બે મિનિટ પછી શીરીનને ઝાંખો પ્રકાશ દેખાયો. તે ફાટે ડોળે તે તરફ જોવા લાગી. શમ્સાએ શીરીનને એક ભાંગેલ ખાટલા પર સુવડાવી અને ખુણામાં બળતી બત્તી ઉપાડી ખાટલા પાસેની લાકડાની મેઝ પર મુકી, પછી મૃદુ આવાઝે તેણે શીરીનને પુછ્યું :

"તું કોણ છે, બેટા!"

"અબ્બા કયાં છે?" ભયભીત શીરીને સામો પ્રશ્ન કર્યો.

"ઝાલિમ તને તારા અબ્બા પાસેથી છિનવી લઇ આવ્યો છે."

એ સાંભળી શીરીનનો નાનકડો દેહ કંપી ઉઠયો. તેની સામે થોડાજ સમય પૂર્વે જોયલું ખવફનાક દશ્ય ખડું થયું. તેની મા, ખૂનમાં તરબોળ...અને તેનો બાપ મૃત માની છાતી પર પગ મુકી ઉભો છે. તે વ્યાકુળ થઈ ઉભી થઇ ગઇ. ડોસીએ શીરીનને પકડી લીધી.

"દિકરા! સબ્ર કર, સબ્ર વિના કોઇ ચારો નથી." ડોસીએ આંખના આંસુ ખાળવાનો પ્રયત્ન કરતાં કહ્યું.

"હું કયાં છું? અબ્બા, ઉમ્મી કયાં છે?" શીરીને શમ્સાને સવાલ કર્યો.

"તું મ્હારી પાસે છે, બેટા !"

"પણ મ્હારા અબ્બા...ઉમ્મી ?"

શમ્સાએ શીરીનને છાતી સરસી ચાંપી. તેની આંખો આંસુઓથી છલોછલ થઈ ગઇ. એટલામાં બહારથી–જાણે કોઇ લોખંડી દરવાઝો બંધ કરી રહ્યું હોય, એવો ધ્વનિ સંભળાયો. શમ્સાએ આંસૂઓ લુંછી નાખ્યા. પછી એક નિઃસાસો નાંખી તેણે શીરીનને પુનઃ ખાટલા પર સુવડાવી અને પોતે પણ સૂતી.

મીણબત્તીનો પ્રકાશ ધીમે ધીમે ઝાંખો થતો જતો હતો. જાણે અંધકારનો અજગર પ્રકાશના આ મર્યાદિત અને ઝાંખા વર્તૂલને ગળી રહયો છે. બન્ને મઝલૂમ હસ્તીઓને નિદ્રાએ પોતાની આગોશમાં સમાવી લીધી.

રાત ખત્મ થઇ. શમ્સા અને શીરીન ઉઠયાં. શમ્સા શીરીનને ખંડમાં રહેવાનું કહી પોતે બહાર નીકળી, કામકાજમાં મશ્ગુલ બની ગઈ. હુણના ઘરમાં શમ્સાની હયસીય્યત એક કંગાલ ગુલામડી જેવી હતી.

તે દિવસે, લાગ જોઇ કંઈ કેટલી વાર શમ્સા શીરીન પાસે આવી અને તેને આશ્વાસન આપી ચાલી ગઇ. મઝલૂમ બાળકીના નવા જીવનનો આ પ્રથમ દિવસ હતો.

અને એજ રીતે દિવસો પર દિવસો પસાર થવા લાગ્યા.

નિરાધાર પક્ષી જ્યારે જુએ છે કે તેના ફડફડવાથી લોખંડી પિંજર અને લોખંડી પિંજર કરતાંય વધુ, સખ્ત દિલ પારધી પર કાંઇ અસર નથી થતી, ત્યારે તે એક હદ લગી પોતાના 'કયદ્‌ખાના'થી

હળી જાય છે. એજ સ્થિતિ શીરીનની હતી અને જ્યારે તેના પિતાના મૃત્યુ વિષે તેણે હુણના મુખે સાંભળ્યું ત્યારે રહી સહી આશા પણ નાશ પામી અને, તે મુસીબતો પર મુસીબતો સહન કરતી, અત્યાચારોની અનેક ઠોકરો ખાતી, જીવન ગુઝારવા લાગી.

બીજા ત્રણ વરસ પસાર થઇ ગયા.

એજ અરસામાં શમ્સાએ શીરીનને પોતાની અને હુણની હાલતથી વાકિફ કરી દીધી હતી. શમ્સા બલ્ખના એક ઉચ્ચ ખાનદાન સાથે સંબંધ ધરાવે છે એ શીરીન જાણી ચુકી હતી. શીરીન અને શમ્સા જે ઝાલિમ હુણના પંજામાં સપડાયલાં હતાં, તે હુણ સલ્તનતનો એક મ્હોટો સ્થંભ હતો. તેનું કામ બાગીઓ અને કાવત્રાખોરોને શિક્ષા પહોંચાડવાનું હતું. તેનું નામ દારાયસ હતું.

શમ્સા શીરીનને સગી પુત્રી પેઠે ચાહતી થઇ ગઈ હતી અને શમ્સાની હુંફના કારણેજ મઝલુમ બાલિકા અત્યાર લગી જીવતી હતી; નહિંતર, આવી મુસીબતો અને અત્યાચારોની ઝડીઓ સામે આ નિર્બળ અને ન્હાનકડું શરીર ટકકર ઝીલી સકે એમ ન હતું.

હુણ ઝાલિમ હતો પરંતુ તેની આ અવરત તેના કરતાંય વધુ ક્રૂર હતી. શીરીન અને શમ્સાએ તેના હાથનો સ્વાદ ચાખ્યો ન હોય એવો એક પણ દિવસ પસાર ન થતો. આ ક્રૂર વર્તન, આ ઘાતકી સુલુક બન્નેને નિરંતર ગુલામીમાં જકડાયલાં રાખતાં હતાં.



## [ ૩ ] હયવાની ઇન્સાન

દારાયસના મકાન પાછળ એક મ્હોટી નદી સર્પાકારે વહેતી હતી. તક મળતાં, શમ્સા અને શીરીન એજ નદીને કિનારે બેસી સુખદુઃખની વાતો કરતાં. શીરીનને ભણવાનો શવક લાગ્યો હતો અને તે ત્યાં બેસી શમ્સા પાસે ભણતી.

એક વેળા આખો દિવસ કામ કર્યા પછી તે જ્યારે કિનારે પહોંચી ત્યારે શમ્સાને રેતીના ઢગલા ઉપર ચિંતાતૂર વદને બેઠેલી જોઈ.

" કેમ ઉમ્મી! આજ મ્હને કહ્યા વિનાજ અહિં ચાલી આવી?" શીરીને શમ્સાની સોડમાં સ્થાન લેતાં પુછ્યું.

" મ્હને ખૂબ અકળામણ થઇ આવી હતી!" શમ્સાએ જવાબમાં કહ્યું. સાથેજ તેની આંખોમાં આંસૂ ઉભરાઇ આવ્યાં.

" ઉમ્મી! આજ કોઇ ખાસ વાત બની હોય એમ લાગે છે... નહિંતર, તું એકલી આવત નહિં...કયદીઓનો શો હાલ છે?"

" હું ત્યાંથીજ આવું છું. બિચારા સુકાઇને કાંટો થઇ ગયા છે...એક તો કયદખાનું અને ઉપરથી ઝાલિમોની ક્રૂર મારપીટ. સુકાઇને કાંટો ન થાય તો બીજું થાય પણ શું?"

" આવા અત્યાચારો તો આજ લગી કોઇએ ગુઝાર્યા નથી, આ હુણો ઇન્સાન નથી, પણ ઘાતકી પશુઓ છે." શીરીને એક આહ સમેટી કહ્યું. બન્ને ખામોશ થઇ ગયાં. શીરીનના હાથનો પડછાયો જળની સપાટી પર ધ્રુજી રહયો હતો. એ પડછાયામાં, એક

લાકડી—જેનો થોડોક ભાગ રેતીમાં દટાયલો હતો—પાણી સાથે તાકત અઝમાવી રહી હતી. શમ્સાની નઝર તેના પર થીજી ગઇ. થોડીક વાર પછી તે ગમગીન સાદે બોલી :

"મ્હેં લોખંડી સળીયાઓ પાછળ મ્હારા પ્યારા પુત્રને અ પતિને જોયા; તેઓ ઓળખાતા પણ ન હતા. થોડીક પળો હું એ જીવંત મુર્દાઓને નિહાળતી ઉભી રહી. એટલામાં કોઇએ મ્હને ધક્કો માર્યો. હું ઝમીન પર ઢળી પડી. જ્યારે ઉભી થઇ જોયું, તો તેઓ જઈ ચુકયા હતા."

"તું પડી ગઇ હતી, ઉમ્મી?" શીરીને ગભરાટમાં પુછ્યું અને શમ્સાનો ઝખ્મી હાથ તેણે પોતાના હાથમાં લઇ લીધો. "ઝાલિમ! કમીના! નાપાક!" તેના મુખમાંથી ક્રોધ ખરી પડયો.

"કેમ ન પડું?" શમ્સા બોલી : "આખિર..." તે એકદમ અટકી. પાણીનો પ્રવાહ કમઝોર લાકડીને વહાવી લઈ ગયો હતો.

"આપણા નિરાધારો પર અત્યાચારોની ઝડીઓ વરસે છે." શીરીને દર્દનાક આવાઝે કહ્યું અને તેની આંખોમાં આંસૂ છલકાઇ ઉઠયાં.

"ઝાલિમ ઝુલ્મ ન કરે, તો બીજું કરે પણ શું?"

"ત્યારે ઉમ્મી! તેઓ મઆફી કેમ માંગી લેતા નથી?"

"તેઓ તેમ કરવા માંગતા નથી...અને તેઓ હરગીઝ મઆફી માગશે નહિ. ઝાલિમ હુકુમતને સાથ આપવો એ વતન સાથે ગદ્દારી કરવા બરાબર છે, એ તેઓ સારી પેઠે સમજે છે."

"ત્યારે શું રીબાઇ રીબાઇને તેઓ જાન આપવા ધારે છે?"

"તેઓ કહે છે : "વતનની વેદી પર ભલે જાનની આહૂતિ

અપાતી. તેમને જાનની પરવા નથી." શમ્સાના સ્વરમાં જુસ્સો તરવરી ઉઠયો.

"વતન...મુસીબતો...જાન...પણ ઉમ્મી ! આ ઝાલિમ હુણો દયા કોને કહે છે, તે જાણતાજ નથી."

"તેઓ હુકૂમતના દિલમાં રહમ પયદા કરવા માટે ભોગો નથી આપી રહયા."

"તો પછી તેમનો એમ કરવાનો હેતુ શો છે ?"

"સિદ્ધાંત."

"કેવો સિધ્ધાંત ?"

"વતન–પ્રેમનો."

પણ ઉમ્મી ! તેં તો કંઇ કેટલીયવાર ઝાલિમ દરાયસને કયદીઓ પર રહમ કરવા માટે વિનતિ કરી છે."

"કેમકે...કેમકે...તે ઝાલિમે કહયું હતું, કે અગર તું મ્હારે ત્યાં નોકરડી બનીને રહે તો હું તારા પુત્ર અને પતિને છોડી મુકીશ."

"અને મ્હેં મ્હારૂં વચન પુરૂં કર્યું છે !" નઝદીકથી કરડો સાદ સંભળાયો. શીરીન એકદમ શમ્સાને વળગી પડી. બંનેની ભયભીત નિગાહો, ગઝબનાક નિગાહે તેમને તાકી રહેલા દરાયસ ઉપર પડી.

"સાંભળ્યું તેં ? મ્હેં મ્હારૂં વચન પૂરૂં કરી દીધું છે ! ત્હારો પતિ અને પુત્ર હમેશ માટે આઝાદ થઇ ગયા છે !" દરાયસે બુલંદ સ્વરે કહયું.

"આઝાદ કરી દીધા...? શમ્સાએ આશ્ચર્યચકિત સ્વરે પુછયું.

"હા, મ્હેં તેમને જીવનની કયદથી આઝાદ કરી દીધા છે !" અને દરાયસ ખડખડાટ હસી પડયો. તેના હાથમાં ચાબુક સળવળવા લાગી. શીરીન ખવફથી થરથરી ઉઠી.

"તુંય જીવનની કયદથી મુકત થવા માગે છે, ખરૂંને ?" દરાયસે એક ડગ આગળ વધીને કહયું :

"તું સમજતી હશે, જાણે હું ત્હારી હિલચાલથી સદંતર નાવાકિફ છું, જો કે..."

"તેઓ મરી ગયા ?" શમ્સાનો કંપતો સાદ સંભળાયો.

"તો શું તેઓ જીવતા રહેતે, પણ ત્હારા માટે જીવન કાં અસહય સાબિત થઇ રહયું છે ?"

અને તેણે ચાબુક વીંઝી, સટાક'નો ધ્વનિ થયો, સાથેજ વૃધ્ધ નારીના મુખ પર લીલા સોડ ઉઠયા. શીરીન ફાટે ડોળે જલ્લાદને ટીકતી સામે ઉભી હતી. ઝાલિમ હુણનો હાથ પુનઃ ઉંચો થયો, સાથેજ શીરીનના ઓષ્ટોમાંથી દર્દનાક ચીસ નીકળી પડી. વાતાવરણ થરથરી ઉઠયું.

"ઉઠવું છે યા મરવું છે ?" દરાયસે ગર્જના કરતાં કહયું. શમ્સા અને શીરીને તુર્તજ ઉભા થઇ ચાલવા માંડયું.



## [ ૪ ] વૈરની આગ

**આ**ખી રાત તે બદનસીબ વૃદ્ધા મુંગી રહી. શીરીને કંઇ કેટલીય વાર તેને બોલાવી છતાં, તેણે એક શબ્દ પણ મુખથી ઉચ્ચાર્યો નહિં. સવારના તે નિત્ય કર્મો કરવા લાગી. જાણે કાંઇ બન્યુંજ ન હોય એવું દેખાતું હતું. સંધ્યા સમયે શીરીન પોતાની કોટડીમાં જઇ ખાટલા પર બેઠી. થોડીજ વારમાં શમ્સા પણ ત્યાં આવી પહોંચી. તેણે આવતાંજ હેતથી શીરીનના કપાળનું ચુંબન લીધું. પછી બોલી :

"બેટા ! મ્હારૂં કહ્યું માનીશ ?"

"કહો, ઉમ્મી ! તમારી ખવફનાક ખામોશીએ મ્હને નિરાશ કરી મુકી છે."

"મ્હારી ખામોશીના કારણે તને દુઃખ થયું તેનો મ્હને અફસોસ છે......પરંતુ મ્હારૂં અંતઃકરણજ વાત કરવાની ના પાડે છે."

"હવે પેલી વાત કહો, અમ્મા !"

"સાંભળ, બેટા !" શમ્સાએ હેતાળ સ્વરે કહ્યું : "હમણા સુઇ રહે. મધરાત વીત્યા પછી હું તને જગાડીશ અને તું કોઇ પણ જાતના સંકોચ વગર અહિંથી ચાલી જજે !"

"હું જાઉં અને તમે ?" શીરીને અજાયબ થઇ પુછ્યું.

'હું જે કાંઇ કહું તે સાંભળ્યા કર. પાછલો દરવાજો ઉઘાડો હશે; તું તેમાંથી પસાર થઈ નદી કિનારે તે જગ્યાએ જજે જ્યાં

આપણે કાલે બેઠાં હતાં. સમજી ! એક નાવડી આવશે, તેમાં તું બેસી જજે, ખારવા તને પોતાને ઘરે લઇ જશે......ગભરાઇશ નહિં, બેટા ! મ્હેં સઘળી વ્યવસ્થા કરી લીધી છે !

"અને તમે ?"

"હું મ્હારે મ્હારૂં ફોડી લઇશ."

"પણ તમે મ્હારી સંગાથે કેમ આવતા નથી ? આ ઝાલિમ હુણુ......"

"તું ત્હારે જોયા કર......મ્હેં પાકી ગોઠવણુ કરી મુકી છે. હું તારી સંગાથે ન આવતાં એકલી જઇશ."

"પણ તમારા વિના મ્હારૂં શું થશે ? ઉમ્મી !"

"તું અમસ્થી ગભરાય છે......પહેલાં અહિંથી છુટકારો તો મેળવ......પછી બધું થઇ રહેશે. જો, મ્હારી વાત ભૂલીશ નહિં."

શીરીન નિરૂત્તર રહી.

"દિકરા ! તું મ્હને મા કહે છે......શું તું તારી ઉમ્મીનું કહેવું ન માનશે ?"

"માનીશ......!"

"પછી રાત્રે તૈયાર રહેજે."

અને શમ્સા બહાર નીકળી ગઇ. શીરીન ઉંઘવાને ખાટલા પર તો સૂતી, પરંતુ કેમે કરી તેને ઉંઘ આવી નહિં. તેનો અંજામ શો થશે ? ઘણી વાર લગી આવીજ ઝાતના વિચારો તેના મગઝમાં ઘોળાયા કર્યા અને જ્યારે તેની આંખ લાગી ત્યારે તેને એવો ભાસ થયો, જાણે કોઇ તેને ઢંઢોળી રહયું છે. તે એકદમ ઉઠીને બેઠી થઇ ગઇ.

"શીરીન ! ઉઠ, અને મ્હારા કહયા પ્રમાણે કર." એ શમ્સાના શબ્દો હતા. "જલ્દી કર !" અને શમ્સાએ શીરીનના કપાળનું ચુંબન લીધું.

દીવારના એક મ્હોટા છિદ્રમાંથી ચાંદની રવશની અંદર ડોકતી હતી. એ રવશનીમાં શમ્સાની રકતવર્ણી આંખ અને ખવફનાક ચિહરો જોઈ શીરીન હયબતાઈ ગઇ.

શીરીન કોટડીમાંથી નીકળી બિલ્લી પગે દરવાઝા સુધી પહોંચી. દરવાઝો ઉઘાડો હતો. તે તેમાંથી પસાર થઇ, નદી કિનારે આવી. કિનારે બેસ્યાને ઝાઝી વાર થઇ ન હતી, ત્યાં તેણે નદીની સપાટી પર અસંખ્ય આકારો કંપતા જોયા. મસ્તક ઉચું કરી તેણે ઉપર નિગાહ કરી તો ધુમાડાના ગોટેગોટ જોશબંધ ફુંકાતા પવન-ઝાપટાંની સીડીઓને ઝડપબંધ પસાર કરતા વાતાવરણની અમર્યાદ વિશાળતાઓમાં અદ્રશ્ય થઇ રહયા હતા. શીરીને પાછળ ફરી જોયું. અકસ્માત તેની નિગાહ હુણના મકાન ઉપર પડી. હુણના મકાનને તેણે આગમાં ભડભડતું જોતાં, તેની હયરતની હદ ન રહી.

હુણનું મકાન ભડકે બળતું હતું. તે એકદમ મકાન ભણી દોડી ગઇ અને નઝદીક પહોંચી, એક દિશાએ ઉભી રહી તમાશો જોવા લાગી. મકાન ભડભડાટ બળતું હતું. તે હયરાન હતી. આ શો માજરો બન્યો ?......મકાનને કોણે આગ લગાડી......? હુણ અને તેની પત્ની કયાં હશે......? શમ્સાનું શું......થયું ? શું તેઓ અંદર તો નથી ગુંગળાઇ રહયાં......?

અને સાથેજ હર્ષની એક ઉર્મિ તેના દિલમાં દોડી ગઇ, પરંતુ જયારે તેને શમ્સાનું સ્મરણ થયું, ત્યારે તેના મુખ ઉપર વ્યાકૂળતા

અને સંતાપ તરવરી ઉઠયાં. તે બે ડગલાં આગળ ધપી. અચાનક દરવાજો ઉઘડયો અને હુણુનો પરેશાન ચિહરો નઝરે પડયો. સાથેજ શમ્સાનું મુખ પણ દેખાયું......પુનઃ દરવાજો બંધ થઇ ગયો. આ બધું પળવિપળમાં બની ગયું. અચાનક શોરબકોર થવા લાગ્યો. શીરીન આશ્ચર્યચકિત થઇ ઉભી હતી. તેની સામે, થોડાક કદમોના અંતરે અગ્નિજવાળાઓ, ખવફનાક દેવો પેઠે પ્રત્યેક વસ્તુને વીણી વીણીને પોતાના ભયાનક જડબાઓમાં નીગળતી અને ધુમાડાના ઘટાટોપ વાદળો ઓગળતી, મકાનને ભસ્મીભૂત અને ભોંયભેગું કરવા મંડી ગઈ હતી. શીરીન થોડીક વાર આ દ્રશ્યને નિહાળતી ઉભી; પછી તે પુનઃ કિનારા ભણી રવાના થઇ. દૂર જળની છાતી પર એક નૌકા નઝરે પડી. શીરીને એક તરફ ઉભા રહી તેના ઉપર પોતાની આંખ જમાવી દીધી. નૌકા થોડીક વારે કિનારા સાથે આવી લાધી. તેમાંથી એક માણસ ઉતર્યો અને સીધો શીરીન તરફ આવ્યો.

"શમ્સાએ તનેજ મ્હારી સંગાથે આવવાને કહ્યું હતું ?" તેણે પુછ્યું.

"હા," શીરીને ઉત્તર આપ્યો.

"તો ચાલ ત્યારે." પેલાએ પુનઃ નૌકા તરફ પ્રયાણ કરતાં કહ્યું. શીરીને અંતિમ વાર હુણુના મકાન ભણી જોયું. વાતાવરણમાં કયાંક કયાંક ધુમાડાના વાદળો લ્હેરાઇ રહયાં હતાં. શાયદ મકાન બળીને રાખ થઇ ચુકયું હતું. એક લાંબો નિસાસો તેના મોઢામાંથી નીકળી પડયો અને તે ચુપચુપ નૌકામાં જઇ બેઠી.

પેલાએ હલેસાં હાથમાં લીધાં અને નૌકા જળની છાતી ઉપર સડસડાટ વહી ચાલી.

## [ ૫ ] રક્ષકો કે ભક્ષકો?

નૌકા વહયે જતી હતી. શીરીન પેલા કાળા ભીમ-કાયી પુરૂષની સામે હલેસાંને કારણે પાણીમાં રચાતા અવનવા વર્તૂલો ઉપર દ્રષ્ટિ પાથરી બેઠી હતી. વાયુ ફૂંકાતો હતો અને ઝળકતાં જળમાં ચિત્રવિચિત્ર મવજો જન્માવતો હતો. કાચની ન્હાની ન્હાની નિર્મળ સુરાહીઓમાં પીગળેલી ચાંદી છલકાઇ રહી હોય, એવું લાગતું હતું. બધેબધ નીરવતાનું સામ્રાજ્ય પથરાયલું હતું. પેલા અજાણ્યા પુરૂષે થોડીક પળો લગી શીરીનના મુખ ભણી ધારીને જોયું; પછી પોતાના ઘોઘારી સ્વરે પુછયું :

"બ્હીક તો નથી લાગતીને, દિકરા ?"

"મ્હારા માટે બ્હીવું ન બ્હીવું સઘળું સરખું છે."

હિંમત રાખ, બેટા! હવે તું હુણુના કબ્જામાં નથી." પેલાએ દાઢી ખજવાળતાં કહ્યું :

શીરીન નિરૂત્તર રહી અને તે કિનારાની સોડમાં ઉગેલા ન્હાના ન્હાના વૃક્ષોના પાણીની સપાટી પર ધ્રુજતા પડછાયા જોવા લાગી ગઇ. ધુમાડાનાં ઘટાટોપ વાદળો તેની આંખો સામે રચાયાં...અગ્નિ-શિખાની ચાદર પથરાણી......તેમાં હુણ અને શમ્સાના ચિહરા—એક પળ માટે—નઝરે પડયા ન પડયા અને અદ્રશ્ય થઇ ગયા.

અચાનક શીરીને પ્રથમ વાર પેલા અજાણ્યા પુરૂષ તરફ ધારીને જોયું. તે બલ્ખવાસી હોય એમ લાગતું હતું, જો કે તેનો ચિહરો

એક હદ લગી ખવફનાક હતો. થોડીક વાર પછી નૌકા કિનારે જઈ લાગી. બંને તેમાંથી ઉતર્યા. પેલો અજાણ્યો પુરૂષ આગળ ચાલવા લાગ્યો અને શીરીન તેની પાછળ પાછળ ડગ ભરવા લાગી. થોડીજ વારમાં, તેઓ એક જર્જરિત મકાન આગળ આવી પહોંચ્યા. પેલો શીરીનને, એક ઝમાના ખાધેલ ખાટલા ઉપર સુઇ રહેવાનું કહી કોટડીમાંથી બહાર ચાલ્યો ગયો. શીરીન ખાટલા પર જઇ સુતી, પણ તેને કેમે કરી ઉંઘ આવી નહિં. સવારે તેના આંગના પ્રત્યેક અવયવમાં કળતર અને માથામાં અસહ્ય વેદના થતી હતી. તેણે ખાટલા પરથી ઉઠવા પ્રયત્ન કર્યો પરંતુ તેનાથી ઉઠાયું નહિં. અડધાએક કલાક પછી એક ડોસી તેના માટે સામાન્ય જમણ લઇ આવી. ખાધા પછી તેના શરીરમાં કંઇક બોલવાની શકિતનો સંચાર થયો અને તેણે ડોસીને પુછ્યું :

"તમે કોણ છો ?......અને હું કયાં છું ?"

"તું મ્હારા ઘરમાં છે અને મ્હારો પુત્ર તને રાત્રે તેડી લાવ્યો હતો."

"તે તમારો પુત્ર થાય ?"

"હા, હવે તું સુખે અહિં રહેશે."

"જ્યારે આવીજ છું, તો પછી રહેવામાં શો વાંધો ?" શીરીને કહયું. થોડીક પળો ત્યાં ખામોશી પથરાઈ ગઇ. શીરીને પુનઃ પુછ્યું: તમે લોકો ખલાસી છો ?"

"હા, દિકરા! અમારા બાપ દાદા પણ ખલાસીનોજ ધંધો કરતા હતા."

"અને શમ્સા તમારી સગી થાય ?"

કેમ, તેણે તને દર્શાવ્યું નથી ?"

"નહિં, એવો મવકોજ મળ્યો નથી."

"ખરૂં કહયું, બેટા ! શી રીતે મવકો મળી સકે !" વૃધ્ધાએ નિઃસાસો નાખતાં કહયું.

"તે તમારી દૂરની સગી થાય ?" શીરીને પુનઃ પ્રશ્ન કર્યો.

"હા બેટા, દૂરનીજ સગી છે......

થોડાક સામાન્ય વાર્તાલાપ પછી ડોસી ચાલી ગઇ અને શીરીન ખાટલા પાસેની બારીમાંથી ડોકાઇ બહારનું દ્રસ્ય જોવા લાગી. દૂર લગી લીલાછમ ખેતરો પથરાયલા હતા. સ્ત્રીઓ, ઘેટાં, બકરાંના ઝુંડોને લઇ જતી નજરે પડતી હતી. તે ઘણી વાર લગી આ દ્રસ્ય નિહાળતી રહી. એટલામાં ડોસી પુનઃ ત્યાં આવી ચઢી અને તેની સાથે વાતે વળગી. ડોસીની વાતોમાં હમદર્દીનો ભાવ હતો. આ હમદર્દી અને વાત્સલ્યના કારણે શીરીનના દિલ અને દિમાગ પર છવાયલા ભય અને દેહશત એક હદ લગી દૂર થઇ ગયાં. ધીમે ધીમે તેનો સંકોચ દૂર થતો ગયો અને તે ડોસી સાથે હળી ગઇ. ઘરમાં ત્રણ માણસો હતા. એક ડોસી, બીજો તેનો પુત્ર અને ત્રીજો એક એવો માણસ હતો જેને ડોસી પોતાના સગા તરીકે ઓળખાવતી હતી. તેના રંગઢંગ ઉપરથી તે ક્રૂર હોય એવું લાગતું હતું. શીરીન તેનાથી બ્હીતી અને તેની સાથે વાત કરવાનો પ્રસંગ ન આવે તે માટે પ્રયત્ન કરતી, પરંતુ એ સર્વથા અસંભવિત હતું. ડોસી અને તેનો પુત્ર પણ પેલાથી કંઇક બીધેલાં રહેતાં.

સમય પસાર થતો જતો હતો અને તેની સાથે શીરીન યૌવનમાં પ્રવેશતી હતી. હુણના મકાનેથી ન્હાસી આવ્યાને તેને બે વરસનો

કાળ વીતી ચુકયો હતો અને હવે તેની ઉમ્ર ચૌદ વરસની લગભગ હતી. કંઇ કેટલી વાર તેણે ત્યાંથી ન્હાસી જવાનો સંકલ્પ કર્યો; પરંતુ કોઇક હુણુને હાથે ચઢી જવાના ભયે, તે પોતાના એ વિચારને ખંખેરી નાખતી હતી.

એક રાત્રે ડોસીનો પુત્ર અને પેલો માણસ ઘણા મોડા ઘરે આવ્યા. ડોસી ઉંઘતી હતી, જ્યારે શીરીન હજી જાગતી હતી. બંને આહિસ્તા આહિસ્તા વાતો કરતા હતા.

"એ જુવાન થઇ ચુકી છે. હવે એને વેચી નાખવી જોઇએ."

"જેવી તમારી મરઝી." એ ડોસીના પુત્રની આવાઝ હતી.

"આપણે પરમ દિવસેજ આ સવદો પતાવી નાખીએ."

"એ ખરૂં, પણ કોની સાથે ?"

એની ત્હારે ચિંતા કરવી નહિં. આ કામ મ્હારા માટે પાણીમાં નૌકા ચલાવવા જેટલુંજ આસાન છે......શું વિચારે છે ?"

"કંઇ નહિં !"

" તોય ?"

" આપણે એને આપણી પાસે રાખીએ તો ?" પેલાએ અટ્ટહાસ્ય કર્યું.

"મગઝ તો નથી ફરી ગયુંને, બદમઆશ !"

"એવું કદી સંભવિત હોઇ સકે છે ?"

તો પછી માલ હાથ આવવા દે. છોકરી ફુટડી છે, પુષ્કળ દામ ઉપજશે.

શીરીનની છાતીમાં દિલ તડપવા લાગ્યું. તેને પાંખો લાગે અને તે કયાંક ઉડી ગુમ થઇ જાય એવી તેને તીવ્ર જિજ્ઞાસા થઇ આવી......ઉડીને તે એવે સ્થળે જઈ પહોંચે, જ્યાં ઝાલિમ માનવોનું અસ્તિત્વજ હોય નહિં.

થોડીક વાર અલક મલકની વાતો કર્યા પછી બંને સુતા. તેણે હળવેથી પડખું બદલ્યું અને તે ઉભા થયલા નવિન સંજોગો ઉપર વિચાર-ઝોલે ચઢી ગઇ.

સવાર પડી, ડોસી તેના માટે ભાતભાતના વસ્ત્રો લઇ હાઝિર થઇ અને તેને ખુશી ખુશી પહેરાવવા લાગી. તેમના ઘાતકી ઇરાદાની તેને જાણ થઇ ગઈ છે, એવી તેમને ખબર ન પડે એટલા ખાતર શીરીન પણ તેની સાથે આનંદ પ્રદર્શિત કરવા લાગી. આખો દિવસ તેના મગઝમાં એજ વિચારો ઘોળાયા કર્યા કે તે શી રીતે ન્હાસી છુટે......? અને કોઈ ન કોઇ રીતે પોતાના થતા સવદાથી મુક્ત રહી સકે?......શી ખબર? તેઓ તેને કોઇ હુણના હાથે વેચે?... અને હુણોની તેને કેવી ધાક હતી, એ તો વાંચક જાણે છેજ.



## [ ૬ ] વતન

સહાંજ પડી, તેણે હવે ન્હાસી છુટવાનો મક્કમ નિશ્ચય કરી લીધો હતો. બંને ખારવા હજી આવ્યા ન હતા, ડોસી ક્યારની ઉંઘી ચુકી હતી. તે લાગ જોઇ ગુપચુપ બહાર નીકળી અને ઝપાટાભેર એક દિશાએ તેણે ચાલવા માંડયું. અંધકાર વધતો જતો હતો અને તેની સાથે તેની ઝડપમાં પણ વધારો થતો જતો હતો. ઘણે દૂર આવ્યા પછી અંતે થાકીને તે એક ઝરણાને તીરે સૂતી, પરંતુ પેલા ક્રૂર ખારવાઓ ત્યાં ન આવી પહોંચે એ ખ્યિાલે તેણે પુનઃ ઉભા થઇ ચાલવા માંડયું. અચાનક એક ગમગીન અને કરૂણ સાદ તેના કાને અથડાયો. તેણે આસપાસ જોયું પરંતુ કોઇ નઝરે પડયું નહિં. તે થંભી ગઇ અને આવાઝનો ઈન્તિઝાર કરવા લાગી. એકાદ મિનિટ પછી પુનઃ પેલો સાદ સંભળાયો. જે દિશાએથી આવાઝ આવતી હતી તે દિશા ભણી તેણે દોટ મુકી. થોડીજ વારમાં......તેણે થોડેક દૂર એક વૃધ્ધને જોયો, જે એક હાથમાં દફ અને બીજામાં લાકડી પકડી આહિસ્તા આહિસ્તા માર્ગ કાપી રહયો હતો. ડોસો અંધ હોય એવું શીરીનને લાગ્યું. દયાના ભાવે તેના દિલમાં ઉછાળો માર્યો અને તેણે વૃધ્ધ નઝદીક પહોંચી લાકડી તરફ પોતાનો હાથ લંબાવ્યો અચાનક એક દિશાએ ધૂળના ગોટા બુલંદ થતાં તેણે જોયા, પછી

કેટલાક અશ્વો પુરપાટ દોડયા આવતા દેખાયા. તે એકદમ નાઠી અને થોડેક દૂર જઇ એક વૃક્ષની ઓથમાં લપાઈ ગઈ.

કેટલોક સમય વીતી ગયો. ઘોડા પસાર થઇ ગયાની જ્યારે તેને ખાત્રી થઇ ચુકી ત્યારે તે ઝાડની ઓથમાંથી બહાર નીકળી, ઝડપભેર ચાલવા લાગી. અંધ ડોસાનું દયામણું મુખ તેની આંખો સમક્ષ તરવરતું હતું. ચાલતાં ચાલતાં, નઝદીકમાંજ તેણે એક માણુસને પડેલો જોયો. તે એકદમ તેની પાસે દોડી ગઇ. ડોસાની રકત-તરબોળ લાશને તેણે ત્યાં પડેલી જોઇ. તેના જમણા હાથની આંગળીઓ આહિસ્તા આહિસ્તા દફ ઉપર હાલતી તેણે દીઠી. તે રકત-તરબોળ લાશ પાસે બેઠી. દફ પર કંઇક લાલ ચિન્હો તેની દ્રષ્ટિએ પડયાં .....આંધળાનું શરીર બિલ્કુલ ટાઢું પડી ચુકયું હતું. શીરીને તેને ઢંઢોળ્યો, પરંતુ નિરર્થક! તેની આંખોમાં આંસૂ છલકાઈ ઉઠયાં. તેના દિલમાં ગમ અને હસરતનું તુફાન ઉછાળા મારવા લાગ્યું. થોડીક મિનિટો પછી તે ઉભી થઈ અને તેણે એક તરફ ચાલવા માંડયુ. અચાનક તેની નિગાહ દફ ઉપર પડી અને તેણે પુનઃ લાશ સમીપ જઇ દફ ઉપાડી લીધું અને લાશ ઉપર એક છેલ્લી નઝર ફેંકી ચાલવા માંડયું. થાક અને ભૂખને કારણે થોડેક ગયા પછી, તે લોથપોથ થઇ, એક ઝરણાને કિનારે જઇ બેઠી અને પોતાના પગો પાણીમાં બોળ્યા.

ચાંદના કિરણો વૃક્ષોમાંથી છણાઇ છણાઇ તેની ઉપર પ્રકાશ ઢોળતા હતા. ચોમેર નીરવતા પથરાયલી હતી. તે દફને જોવા લાગી.

ફર્શ પર લોહીના ડાઘ નઝરે પડતા હતા. અચાનક તેની અસ્થિર નિગાહે જોયું, કે તે ખુનના ડાઘ એક શબ્દનું સ્વરૂપ પકડી ચુકયા હતા. તે શબ્દ "**વતન**" હતો. કેટલીક પળો લગી તે એકી ટસે તે શબ્દને નિહાળતી રહી અને તેના ઓષ્ટોમાંથી હળવે હળવે વતન......વતનની આવાઝ નીકળતી રહી. વૃધ્ધની આંગળીઓ ફર્શ ઉપર કેવી હાલતી હતી એ હવે તેની સમજમાં આવ્યું. એક આનંદદાયક આતૂરતાએ તેના દિલમાં ઉછાળો માર્યો. તેણે પગોને પાણીમાંથી કાઢી લીધા અને વૃક્ષોની હાર પાછળ આવેલાં મકાનો તરફ જોવા લાગી.



## [ ૭ ] વતનનું દર્દ

તે ક્યાં જતી હતી અને શું કરતી હતી, તેનું તેને ભાન ન હતું. નઝદીકથી એક સાદ સંભળાયો : "કોણ છે ?"

શીરીને જોયું, કે તેની સમક્ષ એક દુબળો પાતળો માણસ ઉભો હતો.

"એક દુઃખિયારી અબળા છું." શીરીને નઝર નીચી ઢાળી દેતાં કહ્યું.

"દુઃખ, દુઃખ, દરેક ઠેકાણે દુઃખ !" તે માણસે કંઇક જુસ્સાપુર્વક કહ્યું.

"જિંદગીમાં દુઃખો સિવાય શાયદ બીજી કોઇ વસ્તુજ નથી."

તે શીરીન પાસે આવી ઉભો રહયો. તેણે ધારીને શીરીનના મુખ તરફ જોયું. પછી કંઇક માયાળુ સ્વરે તેણે પુછ્યું :

"તારૂં ઘર ક્યાં છે, છોકરી ?"

"મારે કોઇ ઘર નથી !"

"ત્યારે ?"

"અગર કોઇ ઘર હતે તો પછી દુઃખીઆરી શાને હોત ?"

"તો અત્યારે ક્યાં રહે છે ?"

"કદી ક્યાંક......કદી ક્યાંક......" અને શીરીનની આંખોમાંથી આંસુ વહી પડયાં. પેલા માણસે પ્રેમ અને વાત્સલ્યથી તેના માથે પોતાનો હાથ મુકયો. પછી બોલ્યો :

"ત્યારે ચાલ, મ્હારે ઘેર !"

શીરીને ઉપકારવશ થઇ તેની તરફ જોયું. તે ઉભી થઇ, તેની સાથે ચાલવા લાગી. થોડીજ વારમાં તે એક જર્જરિત મકાનમાં હતી, અને પેલો ભલો પુરૂષ તેની સામે બેઠો હતો.

"ભૂખી છે, તું ?"

" હા. "

પેલાએ થોડુંક ખાવાનું તેની સામે મુકયું, જે ખાઇ શીરીન પોતાની જીવન-કથા કહેવાને કાબિલ થઇ સકી. પેલો અત્યંત હમદર્દીપૂર્વક તેના મુસીબતોની કહાણી સાંભળતો રહયો. શમ્સા પછી આ પહેલોજ માણસ હતો, જે તેની સાથે ખરેખર માયળુપણે વર્તો હતો અને તેની તરફ તેનું બેઅખ્તિયાર ખેંચાતું જતું હતું. મોડે લગી તેઓ વાતો કરતાં રહયાં. પેલા માણસે તેને બતાવ્યું, કે, તે બલ્ખી છે અને હુણોના અત્યાચારોનો ભોગ બનેલો છે. તેનું નામ શમ્દસ છે અને તેનો ધંધો માછીમારનો છે.

મધરાત વીતી, એટલે બંને ઉઠયાં અને પોતપોતાના સ્થાને જઈ સુતાં.

× × ×

શીરીનને શમ્દસને ત્યાં આવ્યાને અઠવાડિયું વીતી ચુકયું હતું. એ અરસામાં ક્ષણ માત્ર માટેય તેણે બહાર પગ મુકવાની હિમ્મત કરી ન હતી. તે મુસીબતોમાં પુનઃ ગિરફતાર ન થઇ જાય તેનો તેને ભારે ડર હતો.

એક દિવસ તે દફ ઉપર દષ્ટિ જમાવી બેઠી હતી, ત્યાં અચાનક એક વિચાર તેના દિલમાં પયદા થયો. તેણે દફ વગાડી ગાવા માંડયું.

ન જાણે કેમ તેની આવાઝમાં આવી મધુરતા તેણે અનુભવી કે ઘણી વાર લગી ગાવા છતાં તે ન ધરાઇ. એ પછી દરરોઝ કલાકો લગી તે એ શુગલમાં તલ્લીન રહેવા લાગી.

એક સ્હાંજે દસ્તૂર મુજબ તે દફ વગાડતી હતી, ત્યાં શમ્દસ ઘરે આવ્યો અને ચુપચુપ તેનું ગાવું સાંભળતો રહયો. શીરીને જેવો તેને જોયો, કે તે ખામોશ થઇ ગઈ.

"તું ગાયા કર, ખામોશ કેમ થઇ ગઇ?" તેણે પ્રસન્નવદને કહયું.

શીરીને શરમાઈ બીજી તરફ મુખ ફેરવી લીધું.

"તને આવું સરસ ગાતા આવડે છે, એવી મ્હને ખબર ન હતી. ત્હારી આવાઝ બેહદ પ્યારી છે અગર તું ઇચ્છે તો ત્હારી આવાઝથી ઘણો ફાયદો ઉઠાવી સકે એમ છે."

"ફાયદો?" શીરીનના મુખમાંથી શબ્દો ખરી પડયા. તેણે દફને ગોદમાં દબાવી લીધી. "વતન"નો શબ્દ તેની નિગાહો સામે તરવા લાગ્યો.

"ગમગીન કેમ થઈ ગઇ, શીરીન?" શમ્દસે કંઇક વ્યાકુળ થઈ પ્રશ્ન કર્યો.

"ચિચા! હુણો આપણા વતન ઉપર કેટલો બધો ઝુલ્મ ગુઝારી રહયા છે."

"ઝાલિમ લોકોને બીજું આવડે શું?"

"તો એ ઝુલ્મ કયાં લગી થતો રહેશે?"

"જ્યાં લગી હુણોના બંધનમાં આપણું વતન ગિરફતાર રહેશે." કહેતાંજ શમ્દસનો સાદ લાગણી-ભીનો બની ગયો; "આપણું બદનસીબ વતન ખૂનમાં ન્હાઈ રહયું છે."

"વતન !" શીરીન બોલી અને તેની નિગાહો દફ્ ઉપર જામી ગઈ. ખૂનથી લખેલો તે શબ્દ, જવાળા જેમ તેની સામે તરવા લાગ્યો. એક આંસૂ તેની આંખમાંથી ઢળકીને દફ્ ઉપર પડયું. થોડી વાર પછી શમ્દસ ચાલ્યો ગયો અને તે ખામોશ ત્યાંજ બેસી રહી.

હવે અંધકારના થરો પુરતા જામી ચુકયા હતા. તેણે દીવો સળગાવ્યો અને ખાટલા પર બેસી તે શમ્દસના શબ્દો પર વિચાર કરવા લાગી.

"અગર હું ઇચ્છું તો મ્હારી આવાઝથી ઘણો લાભ ઉઠાવી સકું છું......એનો ભાવાર્થ ?" તેના દિલમાં સવાલ ઉત્પન્ન થયો. મ્હારી આવાઝ ઘણીજ સરસ છે, પણ એનાથી લાભ શી રીતે ઉઠાવી સકું ? બાઝારમાં ગવૈયા ગાઇ ગાઇ પુરતી કમાણી કરે છે તો હું કેમ નહિં ......?"

અને તેના ચિહરા પર સુર્ખી દોડી ગઈ.

તેણે ચોમેર નઝર નાખી. દીવાની રવશની સિવા ઘરમાં સર્વત્ર અંધકાર પથરાયલો હતો.

"ચિચાની મર્યાદિત આવક મ્હારા ખર્ચાને પહોંચી વગે એમ નથી. હું શાને તેમના શિરે ભાર રૂપ થઇ પડું ? હું મ્હારો ખર્ચ ખુદ પયદા કરીશ, પરંતુ હુણુ......" તેનું દિલ કંપી ઉઠયું. એક

અસાધારણ શકિતએ તેના દિલને દ્રઢ બનાવ્યું અને તે પુનઃ દફ્ પર ગાવા લાગી......!

જ્યારે શમ્દસ આવ્યો ત્યારે તેણે પોતાના સંકલ્પથી તેને વાકિફ્ કર્યો.

"તું ઝુરૂર ત્હારી આવાઝથી ફ્રાયદો ઉઠાવશે !" શમ્દસે આનંદિત થઈ સંમતિ આપી.

"અવશ્ય, ચિચા ! કાલથીજ હું કામે વળગી જઇશ."

"એટલી બધી ઉતાવળ કરવાની શી ઝુરૂર છે? થોડાક દિવસ થોભી જા !"

"નહિં, ચિચા ! હવે હું સરસ ગાઇ સકું છું. કાલે જોઇશ, શું થાય છે તે !"

અને એ વિચાર સાથે તે નિદ્રાવશ થઇ.



## [ ૮ ] વતનની વેદના

શીરીને ડફ વગાડી બલ્ખના બાઝારોમાં ગાવા માંડયું. પહેલા પ્રથમ લજ્જા, સંકોચ અને ભયે ડગલે ડગલે તેના ઉત્સાહને શિકસ્ત આપવા માંડી પરંતુ થોડાજ સમયમાં તેની ધુન અને તેની આવાઝને એટલી મકબુલીય્યત—એટલી કામ્યાબી હાસિલ થઇ, કે તે જ્યાં થંભી ગાતી ત્યાં લોકો ટોળે વળી જતાં અને જ્યારે તે ઘરે જતી ત્યારે ભાતભાતના સિક્કાઓનો ઢગલો તેના પાલવમાં લઇ જતી. આહિસ્તા આહિસ્તા તેની ખ્યાતી વધતી જતી હતી ન કેવળ ખ્યાતિ બલ્કે તેની દવલતમાંય ઝાઝો વધારો થઇ રહયો હતો.

હદપારની કારમી યાતનાઓ પછી ઝિંદગીએ પોતાનું રવશન રૂખ તેની સામે પેશ કરી દીધું હતું. તોય એક અકથ્ય વેદના તેના દિલ અને દિમાગને કોરી ખાતી હતી. લગાતાર કોશિશ છતાં તે એની ગુંચ ન ઉકેલી સકી, તે કેવળ એટલું જાણુતી હતી, કે તેનું દિલ બેકરાર છે......હરવકત બેકરાર છે!

આજે પણ તે એકલી બેઠી બેઠી પોતાના દિલમાં જાગૃત થયલી વેદના ઉપર વિચાર કરતી હતી. વાતાવરણમાં રંગબેરંગી વાદળો પ્રકાર પ્રકારના રૂપો ધારણ કરતાં વાયુની આગોશમાં દોટમદોટ કરી રહયા હતા. શીરીન, દૂરના એક વૃક્ષ ઉપર દ્રષ્ટિ થીજાવી બેઠી હતી, જ્યાં એક સમડી વર્તૂલાકારે ઉડી રહી હતી. સૌથી પહેલાં ચલ–ચિત્ર જેમ તેની આંખો સમક્ષ તે ઝમાનો આવ્યો, જ્યારે તે એક નાદાન બાળકી હતી અને માતપિતાની શીળી છાંયા હેઠળ સુખ, હર્ષ અને ઉમંગોથી ભરપૂર ઝિંદગી ગુઝારી રહી હતી. તે ઝમાનો

તેના જીવનનો અત્યંત સુખમય ઝમાનો હતો. તેની એકેએક ઘટના શીરીનના સ્મરણ–પટ ઉપર તાઝી થઇ......પ્રત્યેક ઘટના તેના દિલને ડંખવા લાગી. ધીમે ધીમે હુણનું ભડકે બળતું મકાન તેની નઝર સમક્ષ ખડું થયું......હુણના મકાનને કોણે આગ ચાંપી હતી......? વિજળી વેગે એક વિચાર તેના મગઝમાં દોડી ગયો. વૃધ્ધ શમ્સા પર પારાવાર ઝુલ્મો ગુઝારવામાં આવ્યા, તેની સમસ્ત આશાઓ પર પાણી ફેરવી નાખવામાં આવ્યું. દુન્યામાં તેનો કોઇ આધાર ન રહયો એટલે તેણે અત્યાચારીઓથી વેર લીધું......કેવું ભયાનક વેર! મકાનને આગ લગાડી અને પોતેય સિતમગરો સાથે આગમાં બળીને ખાક થઇ ગઇ. ઝાલિમોથી બદલો લેવા માટે માથા સાટેની બાઝી લગાડવી જોઇએ......પરંતુ હું......હું તો અત્યાચારો ઝીલતી રહી......કાયર......બુઝદિલ!"

અને એ ખિયાલ શીરીનના દિલ અને દિમાગ પર છવાઇ ગયો.. તે પોતાથીજ શરમાવા લાગી. એજ સમયે તેની નિગાહ દફ ઉપર પડી, જે થોડાક કદમને ફાસલે લટકી રહયું હતું. ધુમાડાના વાદળો તેના ઉપર રચાયલા હતા અને તેમાંથી રાતું નિશાન દ્રષ્ટિગોચર થતું હતું. એકદમ તેના વિચારોએ પલટો ખાધો અને દફ પર લખેલા શબ્દ "**વતન**" ઉપર તે વિચારવશ બની.

"વતન......! વતન......!!" તે આહિસ્તા આહિસ્તા ગણગણી. "આજ વતન હુણોના વિક્રાળ જડબામાં ગિરફતાર છે......પારાવાર ઝુલ્મોની ઝડીઓ તેની ઉપર વરસી રહી છે......ક્યાં લગી વરસશે......? શી ખબર......આહ!"

અને માયૂસીના ભયંકર ભાને આપોઆપ તેની આંખોને મીચાવી દીધી. તે રાત્રે જ્યારે સુતી, ત્યારે તેની બેકરારી મર્યાદા

ઓળંગી ચુકી હતી. પરંતુ હજીય તે, આ બેકરારી શા કારણે તેના દિલ અને દિમાગને અકળાવતી હતી, તેનાથી નાવાકિફ હતી. ઉંઘમાં તેણે જોયું તો એક અતિ વિશાળ મયદાનમાં તે ઉભી છે......એક તરફ ઉંચી અને જાડી દીવાર છે. અચાનક ગગનમાંથી આંધિ ઉપડે છે અને દિવાર તરફ ધસમસતી આવે છે. તેના ઝાપટાંઓ દિવાર સાથે ટકરાવા લાગ્યાં. એ વિચિત્ર અને અદભુત હતું કે જ્યારે આંધિના ઝાપટાં દીવાર સાથે અથડાતાં ત્યારે દીવાર પર ઠેકઠેકાણે લોહીના લાલચોળ ડાઘ પડતા હતા. અચાનક મયદાનના એક ભાગમ અસંખ્ય માનવો તરફડી તરફડીને જાન આપતા તેની નઝરે પડયા! તેમના હોઠો હાલતા હતા અને તેઓ કહેતા હતા: "ઝુલ્મ હમેશા રેહશે......વતન પામાલ થતું રેહશે......" હવેજ શીરીનને ખબર પડી. કે તે આંધીના પાલવમાં એજ બદકિસ્મત ઇન્સાનોનું ખૂન છે, જે વડે તે દીવાર પર ચીતરી રહી છે. થોડીજ વાર પછી કાળાં વાદળો ચોમેર છવાઇ જાય છે......તે આ ખવફનાક સ્વપ્ન જોઈ હયબતાઇ ગઇ. એક હળવી ચીસ તેના મોઢામાંથી નીકળી. શમ્દસ દીવો લઇ તેની પાસે દોડી આવ્યો. શીરીનની નિગાહ, સૌથી પહેલાં દફ ઉપર પડી, જેને તેણે શિરાણે મુકયું હતું અને જેના પર તેનો જમણો હાથ પડેલો હતો.

"કેમ, બેટા! શું થયું?" શમ્દસે પ્રેમાળ સ્વરે પૂછ્યું.

"કાંઇ નહિં......કાંઇ નહિં!" શીરીને હળવેથી કહ્યું.

"તું બ્હીધી હોય એમ લાગે છે."

"હું બ્હીધી... ..? હા......પરંતુ તમે ચિંતા કરશો નહિ. હવે મ્હને કાંઈ નથી."

શમ્દસ આશ્વાસન આપ્યા પછી દીવો તેને માથે શિરાણે મુકી ચાલ્યો ગયો. રાતનો બાકીનો હિસ્સો વિચારોની પરેશાનીને ભેટ ધરાયો.

## [ ૯ ] નવી પ્રેરણા

સ્હવાર પડી અને તે દફ ઉપાડી બાઝારે ગઇ પણ થોડીજ વારમાં તેની તબીઅત બેઝાર થઇ ગઇ એટલે ઘર તરફ પાછી વળી. હજી તે થોડુંકજ ચાલી હશે ત્યાં કોઇએ તેને બૂમ મારી : " ગાનારી ? "

તે થંભી ગઇ. એક માણસ તેની તરફ આવતો હતો. શીરીને તેની તરફ પ્રશ્નાતૂર આંખે જોયું. પેલો માણસ તેની છેક પાસે આવ્યો અને દફને ધ્યાનપૂર્વક અવલોકવા લાગ્યો.

"હવે કાલે, આજે મ્હારી તબીઅત ઠીક નથી !" શીરીન બોલી.

"મ્હારે ગાવું સાંભળવું નથી."

"ત્યારે ?" શીરીને ચકિત થઇ પુછ્યું.

"આ દફ તેં કોની પાસેથી લીધી ?" પેલાએ દફ તરફ ઇશારો કરતાં કહ્યું.

"ગમે તેની પાસે લીધી......તમારે તેનું શું કામ છે ?"

"મ્હારે કામ છે ત્યારેજ પુછી રહયો છું."

"આપને શું કામ છે, તે મ્હારી સમજમાં આવતું નથી."

"ભલે, પણ તને બતાવવામાં શો વાંધો છે ?"

"એને મ્હેં ખરીદયું હતું ?"

"કયાંથી ખરીદયું હતું ?"

"એ મ્હને યાદ નથી રહયું. કયાંકથી ખરીદયું હશે, વળી !"

"તો શું તું આ દફ મ્હને વેચશે......? હું મોં માંગી કીમત
આપવા તૈયાર છું." પેલાએ કહ્યું.

"નહિં, મ્હને એ ખૂબ પ્રિય છે."

"અને મ્હને ત્હારા કરતાંય વધુ પ્રિય છે!"

ઉભયની નિગાહો એક થઇ. અજાણ્યાની આંખમાં 'શ્રધ્ધા
ઝળહળતી હતી અને શીરીનની આંખો હયરતના કારણે ફાટી ગ
હતી. બે ત્રણ પળો લગી ઉભય અન્યોન્યને ટીકતા રહ્યા.

"શાયદ હવે તને કોઇ વાંધો ન હશે." પેલાએ કહ્યું.

"છે અને રહેશે!" અને શીરીન ચાલવા લાગી. પેલાના ચિહર
પર માયૂસી પથરાઇ વળી. શીરીન થંભી ગઇ.

"હું આપને આ દફ આપવા તૈયાર છું પણ એક શર્તે!"

"બોલ!" પેલાએ આતુર થઇ પુછ્યું.

"તમને એ દર્શાવવું પડશે, કે તમને આ દફ કેમ પ્યારી છે?

"તારે એ જાણવું છે?"

"હા."

પેલો વિચારમાં પડી ગયો, પછી ધ્યાનપૂર્વક તેણે શીરીન
ચિહરાને અવલોકયો.

"મ્હારી સાથે ચાલ...હું તને કહીશ. શીરીન અચકી...પર
તેણે પેલા સાથે ચાલવા માંડયું.

થોડીજ વારમાં ઉભય એક નિર્જન સ્થળે આવી પહોંચ્ય
પેલો એક ભાંગીતુટી ભીંત નઝદીક ઉભો રહી ગયો. શીરીન પ
તેની લગોલગ ઉભી રહી.

"તેં મ્હને પુછ્યું હતું, કે આ દફ મ્હને કેમ પ્યારી છે?"

"હા, મ્હારો એજ પ્રશ્ન હજી પણ છે. અગર આપ તેવું કોઇ સબળ કારણ દર્શાવશો તો, હું અવશ્ય તે તમારે હવાલે કરી દઇશ." શીરીને કહ્યું અને પેલાનો ચિહરો ધ્યાનપુર્વક ટીકવા લાગી. પેલો થોડીક પળ ખામોશ રહી બોલ્યો ;

"ભેદના સ્ફોટન પછી સંભવિત છે, કે તું મ્હને હાનિ પહોંચાડી સકે......પણ મ્હને તેની પર્વા નથી......!"

"તમને નુકસાન પહોંચાડવાનો ખિયાલ વટિક હું દિલમાં લાવી નથી."

"મ્હને ત્હારા પર વિશ્વાસ છે. તું મ્હારા પ્યારા વતનનીજ ખાકમાંથી જન્મેલી છે અને આ ભેદ ત્હારા વતનની ઇઝઝત, આબરૂ, ટેક અને સ્વમાન સાથેજ સંબંધ ધરાવે છે. સંભવિત છે, કે મ્હારા શબ્દો તારા દિલમાં વતન-પ્રેમની આગને જગાડી સકે અને તું ત્હારા દેશ-બાંધવોને સહાયભૂત થાય !"

"ત્યારે કહો, મ્હને તમારી ઢીલ બેચયન બનાવી રહી છે !" શીરીને વ્યાકુળ થઇ કહ્યું. પેલો એક નિઃસાસો નાખી બોલ્યો :

"આપણું પ્યારૂં વતન અત્યારે દુન્યાની ઝાલિમમાં ઝાલિમ કવમના જંગલી અત્યાચારોનું ભોગ બનેલું છે. ત્યાં ઝાલિમ હુકૂમતની વિકાળ શકિતયો વધતી જાય છે અને અહિં મઝલૂમ બલ્ખવાસીઓની મઝલૂમીય્યતમાં વધારો થતો જાય છે. તુંજ વિચાર કર, અગર દેશવાસીઓના દિલમાંથી સ્વદેશ પ્રેમની લાગણી નીકળી જાય, તો પછી હુકૂમતના અત્યાચારોની શિકાયત, કંઇ અર્થ ધરાવે છે ?"

શીરીને પ્રશ્નાતૂર આંખે આ અજાણ્યા માનવી તરફ જોયું. તે નિરૂત્તર રહી. પેલો કહેતો ગયો.

"થોડાજ વરસ પુર્વે, જ્યારે બલ્ખવાસીઓના દિલમાં એ યકીન પયદા થઇ ચુકયો હતો, કે તેઓ ઝાલિમ હુણોના ઝુલ્મો બરદાસ્ત

કરવા માટેજ જન્મ્યા છે, ત્યારે આપણામાંથી એક માણસ ખડો થયો અને તેણે બલ્ખવાસીઓની છાતીમાં વતનીય્યતની આગ ધગધગાવી દીધી અને એજ પવિત્ર ફર્ઝ અદા કરવાની ધૂનમાં પ્રથમ પોતાની આંખો અને પછી પોતાની જાન આપી દીધી. આ દફ તેજ માણસની છે !"

"કોણ, પેલો અંધ ડોસો......?" શીરીને પ્રશ્ન કર્યો.

"અંધ ડોસો......હા હા તેજ મુહતરમ ઇન્સાન !"

શીરીનની દ્રષ્ટિ સામે આંધળાની મવતનું દ્રશ્ય તરવા લાગ્યું. તે વિચારોમાં ગર્ક બની ગઇ.

"વિચારમાં પડી ગઇ શું ?"

"નહિં, તમે તમારી વાત કહેતા જાઓ !"

"મ્હેં કહ્યું તેમ આ દફ તે વતનના જાંનિસારની છે એટલે પ્રત્યેક દેશપ્રેમીને તે પ્રાણ કરતાંય વધુ પ્યારી છે અને......"

"તે કોણ હતો ?" શીરીને અધવચ્ચેજ પુછ્યું :

"એક સાચો દેશ-પ્રેમી." પેલાએ શીરીનના હાથમાંથી દફ લઇ લેતાં કહ્યું.

"એક...દેશ...પ્રેમી...તેનું નામ ?"

"મ્હારો અને તેનો વિચિત્ર સંજોગોમાં ભેટો થઇ ગયો હતો. સંધ્યા ઢળી ચુકી હતી. અંધકાર પથરાઇ ગયો હતો. એવા ટાણે હું ઘર તરફ જઇ રહ્યો હતો. અચાનક એક જર્જરિત મકાનમાંથી દર્દનાક ચીસો મ્હારા કાને અથડાઇ. હું તે તરફ દોડ્યો. હજી થોડેજ ગયો હઇશ ત્યાં કોઇએ મ્હારા પર હુમલો કર્યો. મ્હારી પીઠમાં ઊંડો ઘા લાગ્યો અને હું ઢળી પડ્યો. થોડીજ મિનિટો પછી કોઇ મ્હારી સાથે અથડાયું અને મ્હારા પર ઢળી પડ્યું. ઘણો સમય પસાર થઇ ગયો. અચાનક મ્હેં હળવો સાદ સાંભળ્યો.

"બેટી શીરીન!"

"બેટી શીરીન?" શીરીને વ્યાકૂળ થઇ પુછ્યું.

"હા...મ્હેં ઉઠવા પ્રયત્ન કર્યો...છાતી પર પડેલા બોજને ખસેડી હું જેમ તેમ ઉભો થયો. પુનઃ આવાઝ આવ્યોઃ "શીરીન!"

શીરીનના ચિહરાનો રંગ બદલાઈ ગયો, તેનો શ્વાસ થંભી ગયો. પેલો કહેતો ગયોઃ—

"મ્હેં જોયું તો એક માણુસ મ્હારી ઉપર પડેલો હતો. મ્હેં તેને આહિસ્તાથી ઉઠાડીને બેઠો કર્યો. તે એક વયોવૃધ્ધ પુરૂષ હતો. અને વારંવાર તેના મુખેથી "મ્હારી શીરીન!" "મ્હારી શીરીન!!" નીકળી રહ્યું હતું. થોડાક સમયના અંતે, જ્યારે તે ભાનમાં આવ્યો ત્યારે તેણે કહ્યું કે ઝાલિમ હુણે તેની પત્નીને મારી નાંખી છે અને તેની પુત્રીનું હરણ કરી ગયો છે!"

"તેનું નામ...તેનું નામ?...

"તેનું નામ નાદિર હતું, જો કે તે નગરમાં અંધ ગવૈયા તરીકે મશહુર હતો!"

"નાદિર શિલ્પી?" શીરીનના વ્યાકુળ ઓષ્ટોમાંથી શબ્દો સરી પડયા.

"હા તે વાસણો પર નકશીકામ કરતો હતો!"

"તે...તે...?"

"શું થયું તને...ગાનારી?"

"તે...વૃધ્ધ મ્હારો બાપ હતો અને હું તેની ગુમ થયલી પુત્રી શીરીન છું." શીરીને હળવે સાદે કહ્યું. તેની આંખોમાંથી આંસૂ છલકાઇ ઉઠયાં હતાં.

"તું તેની પુત્રી...શીરીન?"

"હા, હુંજ તે બદનસીબ અબળા છું!"



## [ ૧૦ ] પિતાને પંથે

પેલો આભો બની ફાટે ડોળે શીરીનને જોઇ રહયો.

" તો તું કયાં હતી આટલા દિવસથી ?"

" એ એક લાંબી દાસ્તાન છે. સમજી લો જ્યાં રહી, ત્યાં પારાવાર મુસીબતો સહન કરતી રહી."

" કેવો અદભુત સંજોગ !"

" પછી શું થયું ?" મ્હારા બાપ ઉપર શા શા વિતકો વીત્યા ?"

પેલો પુરૂષ થોડીક પળ ખામોશ રહયો. પછી બોલ્યો :

" નાદિર વારંવાર હુણ પાછળ જવાનો મનસૂબો ઘડતો, પણ હું તેને વારતો. મ્હેં તેને સમજાવ્યું, કે એ રીતે જવું એ મવતના મુખમાં જવા બરાબર છે. સબ્ર કરો, અગર કિસ્મતે યારી આપી, તો બેટીને મેળવતાં વાર લાગશે નહિં. આ રીતે જાન ગુમાવી દેવાનો કાંઈ અર્થ નથી. મ્હારી કોશિશોથી તેણે પોતાના ઇરાદાને મુલ્તવી રાખ્યો. તેણે મ્હારી મલમપટ્ટી કરી અને અમે પ્રતિજ્ઞા લીધી કે જ્યાં લગી દેહમાં જીવ છે ત્યાં લગી ઝાલિમ હુણો સામે ઝઝૂમી તેમના મૂળીયાં ઉખેડવા પ્રયત્ન કરીશું. લગાતાર કોશિશો પછી અમે એક એવી ટોળી ઉભી કરી જેમનો મકસદ દેશ બાંધવોના દિલમાં દેશ-પ્રેમની લાગણી જન્માવી, વતનને ગુલામીની બેડીઓમાંથી આઝાદ કરવાનો હતો...એજ કોશિશોમાં તેની આંખોનું નૂર જતું રહ્યું."

શીરીને એક ઠંડો નિસાસો નાખ્યો. પેલો પુનઃ બોલ્યો: "તેની આવાઝ અત્યંત આકર્ષક અને દર્દનાક હતી. એટલે તેણે ગવૈયા

તરીકે સત્તાધીશના દરબારમાં જવા માંડ્યું. હાકિમને તેની આવા઼
અત્યંત ગમી અને તે તેને દરરોઝ તેડવા લાગ્યો. નાદિર મવકાથ
લાભ ઉઠાવી, જે હેતુસર તેણે દરબારમાં જવા માંડ્યું હતું, તે હે
પાર પાડવા લાગ્યો. તે દરરોઝ રાજ્યના ઝાલિમ અમલદારો વિરૂ
હાકિમના કાનો ભરતો. એ તો સ્પષ્ટ છે, કે તે એ વાતનો નિર્દે
કરી સકતો ન હતો, કે અમલદારો ઝાલિમ છે. કેમકે બહ્ખ પ
ઝુલ્મ ગુઝારવો એ તો હુણોનો મઝહબ હતો. તેથી તે, અમલદારે
ઉપર હુકૂમત વિરૂદ્ધ બગાવત કરવાના આક્ષેપો કરતો. હાકિમને નાદિ
પર પુરેપુરો વિશ્વાસ હતો એટલે, તે બેધડક ઝાલિમોને કયદમાં નાખતે
યા મવતને ઘાટ ઉતારી દેતો. નાદિર પોતાના મકસદમાં કામયા
થતો રહયો. પરિણામે, હુણોમાં તેની વિરૂધ અદાવતની આગ ભડક
ઉઠી અને તેઓ તેને યમસદન પહોંચાડવાના કુપ્રયત્નો કરવા લાગ્ય
મ્હેં, વસ્તુસ્થિતિ વધુ અને વધુ નાઝુક થતી જોઇ નાદિરને દરબારમ
જવાથી વાર્યો, પરંતુ તેણે કહ્યું:

"હું મ્હારી ફર્ઝનું પાલન કરી રહયો છું, અને એજ ફ
અદા કરવામાં હું મ્હારી જાન નિસાર કરી દઇશ."

હું ખામોશ થઇ ગયો. આખિરી દિવસે તે જ્યારે દરબારે જ
લાગ્યો ત્યારે માર્ગમાં તેણે મ્હને કહ્યું:

'ભાઇ! જે આગ મ્હેં સળગાવી છે તે બુઝાઇ ન જાય
આજ મ્હારો જીવન દિપક હોલવાઇ જાય એવું લાગે છે. શાય
એનું આ અંતિમ તેજ હોય!"

મ્હેં તેને આશ્વાસન આપ્યું. તે મ્હારી વિદાય લઇ ગયો. હુ
ડુંગર પર ઉભો રહી દસ્તૂર પ્રમાણે તેની વાટ જોવા લાગ્યો. હું ત્
ઉભો હતો એટલામાં, કોઇએ મ્હારા પર હુમલો કર્યો. હું બેભાન થ
ઢળી પડયો. ઘણી વારે જ્યારે હું ભાનમાં આવ્યો ત્યારે સૌથ

પહેલો વિચાર, મ્હને નાદિરનો આવ્યો. હું ઘાયલ હતો. અત્યંત મુશ્કિલીથી નીચે ઉતર્યો. અચાનક મ્હારી નિગાહ, નાદિરની લાશ ઉપર પડી. હુણોએ દેશના તારણહારનો અંતે જીવ લીધો છે, એ સમજી જતાં મ્હને વાર લાગી નહિં. ઉપરાંત, દફ પણ ત્યાં ન હતી. અમારી ટોળીને તુર્તજ, ભયથી સાવચેત કરવાનું મ્હેં નક્કી કર્યું. એટલે હું અમારા ગુપ્ત નિવાસે દોડયો...પરંતુ લોહી પુષ્કળ વહી જવાથી ધરતી ઉપર પછડાયો અને પુનઃ બેભાન બની ગયો. છેક પાછલી રાત્રે હું ભાનમાં આવ્યો. થોડેજ ચાલ્યો હોઇશ, કે ત્યાં સમાચાર મળ્યા. કે ટોળીના તમામ સભાસદોને તલ્વારને ઘાટ ઉતારી દેવામાં આવ્યા છે! હું મ્હારા પ્રયત્નોથી આજ પુનઃ એક વતન પરસ્ત ટોળી જમાવી સકયો છું......અને જે કાંઇ થઇ રહ્યું છે, તે એજ મુહતરમ ઇન્સાનની કોશિશોનું પરિણામ છે."

શીરીન ખૂબ ધ્યાનપુર્વક આ વાતો સાંભળતી રહી. તેને ખામોશ નિહાળી તેણે પુછ્યું:

"પરંતુ તમે એ શી રીતે જાણ્યું, કે આ દફ તેમની છે?"

"આ જુઓ!" તેણે દફના કિનારે બાંધેલા વિવિધ રંગી દોરા તરફ ઇશારો કરતાં કહ્યું: "જ્યારે અમારી ન્હાનકડી ટોળી ઉભી થઇ ત્યારે અમારામાંના પ્રત્યેક જને પોતપોતાનો દોરો અહિં બાંધી પ્રતિજ્ઞા લીધી હતી, કે તેઓ મરતાં દમ લગી વતનને વફાદાર રહેશે...આ દોરા અમારી પ્રતિજ્ઞાનાં ચિન્હો છે...આ જુઓ રાતો દોરો તમારા વાલિદનો છે!"

શીરીને એકદમ દફ પેલાના હાથમાંથી લઇ રાતા દોરાનું એક ઉષ્ણ ચુમ્બન લીધું. પેલાની નિગાહો ઝળકી ઉઠી તેણે પુછ્યું:

"હવે કહે આ દફ તને કયાંથી સાંપડી?"

શીરીને સઘળી ઘટના કહી સંભળાવી અને એ પણ દર્શાવ્યું કે નાદિરે મરતી વકતે કેવી રીતે પોતાના લોહીથી દફ પર **'વતન'** લખ્યું હતું...!

બન્નેની નિગાહો દફ પર પડી...દફ પર રાતી લકીરો નઝરે પડતી હતી. થોડીક પળ ત્યાં નીરવતા છવાઈ ગઇ. પછી શીરીન જુસ્સાપુર્વક બોલી :

"વતનની વેદી પર મ્હારા વાલિદે જાનની આહુતિ આપી છે. એજ ફર્ઝની અદાયગીમાં હુંય મ્હારી જાન કુર્બાન કરી દઇશ."

"શીરીન !" પેલાના મુખમાંથી નીકળ્યું.

"વતન-પ્રેમી પિતાની પુત્રી વતનની યાતનાઓ નિહાળી ખામોશ રહે, એ સંભવિત છે? હું મ્હારા વતનને મુકિત અપાવીશ...વતન!... મ્હારૂં પ્યારૂં વતન! મ્હારૂં, મ્હારૂં, મ્હારૂં વતન!"

શીરીનની આવાઝ તેની ધગશને કારણે થરથરતી હતી.

"તું સાચું વદે છે. દિકરા? આપણું, આપણું, આપણું વ્હાલું વતન!"

"એનો જવાબ મ્હારો અમલ આપશે...મ્હનેય તમારી ટોળીમાં શામિલ કરી લો."

"મ્હને પણ ત્હારાથી એજ ઉમ્મીદ હતી, શીરીન!" કાલે સાંજે અહિંઆજ મળજે, હવે જા!"

"કાલે સાંજે?"

"હા, આજ સ્થળે."

"વારૂ, પણ તમે ઝુરૂર આવજો."

"એની ચિંતા કરીશ નહિં, બેટા! અને હવે આ દફ તારા હાથોમાંજ વધુ દીપશે!"

અને શીરીનને પોતાનું નામ અને ઠામ ઠેકાણું બતાવી, પેલો અજાણ્યો માનવી ચાલ્યો ગયો.

શીરીન આહિસ્તા આહિસ્તા શહેર ભણી રવાના થઇ.

## [ ૧૧ ] મસ્તક ઉઠાવનારાઓની સફમાં

શીરીન જ્યારે ઘરે પહોંચી ત્યારે તેને એવું લાગ્યું, કે જે બેચયની હરવકત તેના દિલ અને દિમાગ ઉપર છવાયલી રહેતી હતી, તે એક હદ લગી દૂર થઈ ચુકી છે અને તેની જગ્યા એક પ્રકારની મધુર વેદનાએ, તેની રગરગમાં લીધી છે. દફ ઉપર આ ઘટના પછી તેનો સ્નેહ ઓર પણ વધી ગયો. તે તેના પ્રાણ-પ્યારા પિતાની અંતિમ યાદગાર હતી. તે તેને સ્નેહ-નીતરતી આંખે અવલોકવા લાગી...... એટલામાં શમ્દસ આવી પહોંચ્યો. તેણે કહ્યું :

" શીરીન ! તને ખબર છે, બહાર શું થઈ રહ્યું છે તે ? "

" બહાર શું થાય વળી ? ગરીબ પ્રજાજનો પર ઝુલમ. " શીરીને વ્યથાભરી આવાઝે કહ્યું.

" તે તો થાયજ છે અને જ્યાં લગી હુણ અહિં છે ત્યાં લગી આપણા ઉપર તેમની એ ઝુલમ-ઝડીઓ વરસતીજ રહેશે. પરંતુ હું તો તને એક બીજીજ વાત સંભળાવવા આવ્યો છું. "

" કઈ વાત ? "

" ત્હારા ગાવાની ખ્યાતિ બલ્ખના ખૂણે ખૂણામાં ફેલાઇ ગઇ છે."

" હા, હું પણ એમ ધારૂં છું ! " અને શીરીન હસી પડી.

" મ્હને ત્હારૂં ભાવિ અત્યંત ઉજ્જવળ અને શાનદાર લાગે છે...... પણ તું મ્હોટો મર્તબો હાસિલ કરી મ્હને ભૂલી તો નહિં જઇશને ? "

" હરગિઝ નહિં. ચિચા ! તમે આવી વાતો કેમ કરો છો ? "

" અગર ત્હારૂં દિલ નથી ઇચ્છતું, તો હું એવી કોઇ વાત હવે કરીશ નહિ. "

" મ્હારૂં દિલ......મ્હારૂં દિલ શું નથી ઇચ્છતું ? " શીરીને દફ ઉપર દ્રષ્ટિ થીજાવતાં કહ્યું : "પરંતુ એ થઇનેજ રહેશે, પછી પછી ભલે તેમાં......"

શું થઇને રહેશે ? " શમ્દસે હયરતથી પૂછયું.

" કાંઇ નહિં " શીરીને સ્વસ્થ થતાં કહયું. " મગઝમાં એક વિચાર આવ્યો હતો...હા, તમે કહો છો, કે હું મ્હોટો મર્તબો પ્રાપ્ત કરીશ ? "

" નિ:સંદેહ, એ ઝાહિરજ છે ! "

" અને એવું થવું પણ જોઇએ. "

અને શીરીન દફ ઉપાડી ખાટલા પર જઇ સૂતી.

જ્યારે ઇન્સાનના દિલ પર એક ખાસ લાગણીનો આવિર્ભાવ કાબુ જમાવે છે, ત્યારે તેને ઉંઘ આવતી નથી. આખી રાત શીરીને જાગૃતાવસ્થામાં કાઢી.

સવાર પડી, શીરીન પોતાની ફર્ઝ અદા કરવા બાઝાર ભણી વિદાય થઇ. લોકો તેની ઉપર ટૂટી પડે છે એ તેણે અનુભવ્યું. તે જ્યાં નઝર માંડતી ત્યાં માનવ-સાગરની છોળો ઉછળતી; તે ગાતી રહી...ગીતોની સરિતા વહાવતી રહી. સ્હાંજ પડી એટલે તે તે સ્થળે રવાના થઇ જયાં તેણે વતન-વીર હોરમઝને મળવાનું વચન આપ્યું

હતું. તેને ત્યાં પહોંચવાને ઝાઝી વાર થઇ ન હતી, ત્યાં હોરમઝ પણ આવી પહોંચ્યો. તે તેને પોતાના મરણીયા સાથીઓના ગુપ્ત નિવાસ-સ્થાને લઇ ગયો. ડુંગરોથી ઘેરાયલા એક મર્યાદિત મયદાનમાં થોડાક માણસો એકત્ર થયા હતા. જેવું તેમણે હોરમઝના મુખે, પોતાના મર્હૂમ માર્ગદર્શકની પુત્રી, તેના દેશભકત પિતાને પગલે ચાલવા તૈયાર છે, એવું સાંભળ્યું કે તેમનાં હૈયાં હર્ષથી ઉછળી પડયાં. થોડાક વાર્તાલાપ પછી તેમણે નિર્ણય કર્યો, કે શીરીન પોતાના પિતા પેઠે દરબારમાં વસીલો હાસિલ કરે. એ સાંભળી શીરીનની રગેરગમાં મીઠું દર્દ થવા લાગ્યું અને તે વિચાર-લીન થઇ, ઘર ભણી રવાના થઇ.



## [ ૧૨ ] શાહી દરબારમાં

શીરીનનો હવે એ દસ્તૂર થઇ ચુકયો હતો, કે સવારે ઘરેથી નીકળી બાઝારોમાં જતી, અમીર ઉમરાવોના મકાનો સામે ગાતી અને જ્યારે થાકતી ત્યારે ઘરે વાપસ ફરતી. સ્હાંજે તે વતન-પરસ્તોના નિવાસ સ્થાને જતી. ત્યાં આખા દિવસની ઘટનાઓ સંભળાવતી અને બીજા દિવસના કાર્યક્રમ માટે સૂચનાઓ મેળવી ઘરે પાછી ફરતી. થોડાક દિવસો લગી તો તેણે શમ્દસને પોતાની નવીન પ્રવૃત્તિયોની જાણ ન કરી પરંતુ તેણે જ્યારે તેને સાચા અર્થમાં પાકો દેશભકત જોયો અને તેનાથી વતનને લાભ પહોંચી સકશે એવી ખાત્રી થઇ ગઈ, ત્યારે તેને પોતાની જમાઅતમાં શામિલ કરી લીધો. આમ, એક તરફ તો તેની પ્રવૃત્તિયો અને સંઘબળ વધુ અને વધુ જોર પકડતાં જતાં હતાં ત્યારે બીજી તરફ તેની ખ્યાતિ બલ્ખના ખૂણેખૂણામાં, મધ્યાન્હે તપતા સૂર્યના કિરણો પેઠે પ્રસરતી જતી હતી. એક માસથી તે પોતાનું કર્તવ્ય અત્યંત સફળતાપૂર્વક અદા કરી રહી હતી. એ અરસામાં સંખ્યાબંધ અમીર ઉમરાવોએ તેને તેના રૂપ અને ગીતથી આકર્ષાઇ પોતાને ત્યાં તેડી હતી. કેટલાક તો તેની મુહબ્બતમાં પણ ગિરફતાર થઈ ચુકયા હતા. એક તો કોકિલ કંઠ ઉપરથી છક કરી નાખે એવું સૌંદર્ય પછી કયું દિલ હતું જે તેની આગળ ઝુકી ન જાય, કઇ આંખ હતી જે આ સૌંદર્ય-સુંદરીના પ્રભાવ તેજે તપી ન જાય? અને શીરીન...બલ્ખના

સૌંદર્ય ભક્ત દિલો અને આંખો પર હુકૂમત ભોગવનારી જાદુગરિણિ, સૌંદર્ય ભક્ત દિલો અને આંખોને શાહરાહ બતાવતી, આંધીની ગતિયે બલ્ખના તખ્ત ભણી વધતી જતી હતી. પોતાની કદ્ર કીમત નિહાળી, તેણે હવે બલ્ખના બાઝારોમાં ગાવું બંધ કર્યું અને કેવળ ઉમરાવોને રિઝવવા લાગી.

આજેય તે પ્રાતઃકાળથી કયા અમીરને ત્યાં જાય તેનો વિચાર કરતી હતી. તેને અનેક ઉમરાવો તરફથી આગ્રહભર્યાં આમંત્રણો મળ્યા હતા. હજી તે કાંઈ નકકી કરી સકી ન હતી ત્યાં શાહી દરબારમાંથી તેને તેડું આવ્યું, જેનો ભાવાર્થ એ હતો કે બલ્ખના સત્તાધીશે તેને આમંત્રી હતી! અને એજ મવકાની તો તે કાગને ડોળે રાહ જોતી હતી! આ નિમંત્રણ મળતાંજ તેનું દિલ હર્ષાવેશના કારણે ઉછળવા લાગ્યું. તે તુર્તજ બીજા ખંડમાં દોડી ગઇ. પોતાની પ્યારામાં પ્યારી વસ્તુ દફ્ને પ્રેમ ભીની આંખે નિહાળવા લાગી...... અને તેને ઉપાડી છાતી સરસી ચાંપી આંસૂના બે બિંદુઓ તેની આંખોમાંથી ઢળકી દફ ઉપર પડયાં અને પેલા સૂકા પણ સતેજ ખૂનની ઝાંખી લકીરોમાં સમાઇ ગયા. તેના દિલમાં તૂફાન જાગ્યું, તેના ઓષ્ટ કંપ્યા, અને તેમાંથી આછા અસ્પષ્ટ શબ્દો ઝર્યા :

"મ્હારા આંસૂ......'વતન'માં સમાઇ ગયા એજ રીતે......કાશ, એજ રીતે મ્હારો દેહ, મ્હારો આત્મા, મ્હારૂં દિલ પણ પ્યારા વતનના મુકિત-માર્ગમાં સિંચાઇ જાય."

તેની નઝર દફ ઉપર ચોંટી ગઇ અને વિચારોના મહાસાગરમાં તે ડુબ તેર થવા લાગી......અચાનક તેને મહેલમાં જવાનું સ્મરણ થયું અને તે અનેરા શણગાર સજવા લાગી અને જયારે શાહી

મહલમાં પહોંચી ત્યારે તેનું દિલ પ્રકાર પ્રકારના વિચારોથી ધડકતું હતું. તેનો ચિહરો નિર્દોષ અને ગંભીર લાગતો હતો. તેની દ્રષ્ટિ ગાલીચા ઉપર ઢળેલી હતી. બલ્ખના સત્તાધીશે તેને હસીને આવકાર આપ્યો. તેના રકત-યૌવનથી ખીલેલા રૂખ્સારો પર ઢળેલી ઝુલ્ફો એવી લાગતી હતી, જાણે વિશ્વની અદ્દભુતતાના રંગીન વાતાવરણમાં બગદાદની રાત્રિના પડછાયા તરી રહ્યા છે! જળની સપાટી પર તરતી બતકો જેમ યા વાતાવરણમાં થરથરતા ગીત પેઠે તે ડગ ઉપાડતી બલ્ખના હાકિમ સમીપ પહોંચી.

"મ્હેં તારા ગાવાની તઅરીફ સાંભળી છે. સાચેજ, તું સરસ ગાય છે?" બલ્ખના હાકિમ 'બલામીરે' પુછ્યું.

"હુઝૂર! કોઇ વસ્તુ ત્યાં લગી મશ્હૂર નથી બની સકતી, જ્યાં લગી તેમાં કોઇ ખૂબી ન હોય." શીરીને હળવેથી અને પ્રથમથીજ પોતાના મૂલ મોંઘા આંકયા.

"એની મતલબ એ, કે તું સરસ ગાઇ સકે છે!"

"અગર સરસ ગાઈ સકતી ન હોત, તો અહિં લગી પહોંચી સકાય એમ ન હતું!" શીરીને જવાબ આપ્યો.

બલામીરની દ્રષ્ટિ શીરીનના ખૂબસૂરત ચિહરા ઉપર થીજી ગઇ. ગાનારીની આ અતિશયોક્તિની તેની ઉપર ઉંડી અસર થઇ.

"તને તારી ઝાત પર પુષ્કળ વિશ્વાસ હોય એમ લાગે છે અને એ વિશ્વાસમાં કેટલી સચ્ચાઇ છે તે હું પણ જોવા માગું છું."

"હુઝુર! અગર આપને એની ખાત્રી થઇ જાય તો પછી?

"પછી ત્હારી કદ્ર કરવામાં આવશે." બલામીરે વચન આપ્યું.

"કદ્ર તો મ્હારી બીજા લોકો પણ કરે છે!"

"તું રાજા અને પ્રજાની કદ્રદાનીમાં કાંઇ તફાવત નથી કરી સકતી ?"

"નહિં, કેમકે મ્હને ખબર નથી કે બાદશાહની કદ્રદાની કેવી હોય છે ?" શીરીને હસીને ઉત્તર આપ્યો અને તે દફ વગાડી ગાવા લાગી. ઘણા સમય સુધી તે ગાતી રહી. એ અરસામાં બલામીરે એક ક્ષણ માટેય તેના ચિહરા પરથી આંખ ખસેડી નહિ. જ્યારે ગીત ખત્મ થયું ત્યારે બલામીરે તેને પોતાની પાસે તેડી.

"તને નથી ખબર બાદશાહની કદ્રદાની શું હોય છે ?" બલામીરે પ્રસન્ન થઇ કહ્યું.

"નહિં હુઝૂર ! મ્હને એવી તક સાંપડી નથી."

"તો આજે તે તક તને સાંપડી છે."

"હું હુઝૂરની શુક્રગુઝાર......

શીરીન વાકય પૂર્ણ પણ કરવા ન હતી પામી, એટલામાં બાદશાહે તેને ખેંચી પોતાની ગોદમાં બેસાડી લીધી......

ગાનારીના નાઝ-ઉંબરે બલખનો સર્વસત્તાધીશ ઝુકી પડયો હતો ! શીરીનના ગાયનની શીરીની જોઇતી અસર કરી ચુકી હતી !



## [ ૧૩ ] ફરીદૂન અને સાઈરિઙ

શીરીન થોડાજ દિવસોમાં બાદશાહના દિલ અને દિમાગ ઉપર છવાઇ ગઇ. આ સફળતા પછી તેને પોતાના વતની કાર્યક્રમને અમલમાં મુકવાનો હતો, જે માટે દેશભકતોની સલાહ મશ્વિરહની તેને બેહદ ઝુરૂર હતી, પરંતુ મહલની પાબંદીએ તેને એવી રીતે જકડી રાખી હતી, કે તે બહાર કદમ પણ મુકી સકતી ન હતી. દિવસો પસાર થઇ ગયા. એ અરસા દરમ્યાન દેશભકતોના ગુપ્ત નિવાસે જવાની તેની સઘળી કોશિશો વ્યર્થ ગઈ.

એક દિવસ તે બગીચામાં ટહેલી રહી હતી, એટલામાં નઝદીકના વૃક્ષ પર એક તીર આવી ચોંટયું. તીર સાથે કાગળની એક કાપલી બાંધેલી હતી. તેણે તે છોડી વાંચી. તેમાં લખ્યું હતું :

"સઘળું બરાબર થઇ રહ્યું છે. ત્હારી ફર્ઝ બજાવતી રહે. હજી માર્ગમાં ઘણા કંટકો છે......અમારા મેળાપની હાલ કાંઈ ઝુરૂર નથી."

એ ઇબારત વાંચી શીરીનને શાંતિ વળી ગઇ અને તેણે દેશ-ભકત મંડળના સભાસદોને મળવાનો વિચાર પડતો મુકયો. તેણે હવે મહલમાં વધુ અને વધુ પ્રભાવ પાથરવા માંડયો. બાદશાહ તેની ઉપર ફિદા ફિદા હતો. એટલે ઉચ્ચમાં ઉચ્ચ કક્ષાએ પહોંચવું, તેને માટે આસાન હતું. શીરીને પુરેપુરો લાભ ઉઠાવ્યો. ચોમેરની લાગવગ હાસિલ કર્યા બાદ તેણે એક કનીઝને પોતાની કરી લીધી અને કદી

કદી રાત્રે સામાન્ય ચાકરડીનો પોશાક પહેરી, તે દેશભક્ત મંડળના ગુપ્ત નિવાસે જવા લાગી. એક રાત્રે તે પાછી ફરતી હતી, ત્યાં માર્ગમાં એક ટેકરી નઝદીક કોઇ માનવીને તેણે તરફડતો નિહાળ્યો. તે એક અત્યંત ખૂબસૂરત જવાન હતો અને દેખીતી રીતે જખ્મી હતો. પોતાના એક દેશબાંધવને આ હાલતમાં જોઇ તેનું દિલ તડપી ઉઠ્યું. તે ઝખ્મી નવજુવાન પર ઝુકી અને તેના ઝખ્મો તપાસવા લાગી. થોડી વારના અંતે ઝખ્મી નવજુવાને આંખો ઉઘાડી અને તે શીરીનને જોવા લાગ્યો.

"કોણે ઝખ્મી ર્યા તમને ?" શીરીને પ્રશ્ન કર્યો.

"ઝાલિમ હુણોએ......તમે કોણ છો ?" ઝખ્મી જુવાને સામું પુછ્યું.

"એક સામાન્ય અવરત......શું મ્હારા લિબાસ ઉપરથી એ ઝાહિર નથી થતું ?"

ઝખ્મીએ બેઠા થવાની કોશિશ કરી.

"હમણા નહિં, મ્હને ઝખ્મો પર પટી બાંધી લેવા દો." અને શીરીને પોતાની કમીસ ફાડી તેના ઝખ્મો પર પાટા બાંધ્યા.

"આપની કૃપાઓનો શુક્રિયહ શી રીતે અદા કરૂં ?"

"ખામોશ રહોને." શીરીને સસ્મિત કહ્યું : "એ મ્હારી ફર્ઝ હતી, જે મ્હેં અદા કરી છે."

"હવે મ્હને મ્હારી ફર્ઝ અદા કરવા દો !"

"ફર્ઝ ? તમારા પર કોઇ ફર્ઝ નથી. શુક્રિયહની જગાએ તમે તમારૂં નામ અને બનેલ ઘટનાના મૂળથી આગાહ કરી સકો છો !"

"અગર તમારી એજ ઇચ્છા છે, તો હું તે માટે તૈયાર છું.

ઘટના એવી છે, કે હું હુકુમતની નઝરોમાં બળવાખોર લેખાયો છું. જો કે એ આક્ષેપ સત્યતાથી સદંતર વેગળો છે. એક અરસાથી હું ગુપ્ત રીતે ઝિંદગી બસર કરી રહયો હતો, પરંતુ આજ રાત્રે સિપાહીઓએ મ્હને જોઇ લીધો. હું મ્હારી જાન બચાવવા ઘોડા પર સવાર થઇ ન્હાસી છૂટયો. પરંતુ બદકિસ્મતીએ ઘોડો દુર્બળ હતો. તે અહિં લગી પહોંચી થાકી ગયો. દુસ્મનો આવી પહોંચ્યા. મ્હેં સામનો તો કર્યો, પરંતુ દસ બાર હથ્યાર-સજ્જ સિપાહીઓ આગળ મ્હારા એકલાનું શું ગજું ? ઝખ્મી થઇ છેવટે હું ઢળી પડયો. મ્હને મરી ગયો સમજી તેઓ ચાલી ગયા. એ પછી જે કાંઇ બન્યું તેનાથી મ્હારા કરતાં તમે વધુ વાકિફ છો."

"પરંતુ તમને દ્રોહી શી રીતે માનવામાં આવ્યા? શીરીને પુછ્યું.

"એ હું પોતે પણ નથી જાણતો."

"પણ કોઇ કારણ તો હશેને?"

"હુકૂમતની નિગાહમાં ઝુરૂર હશે!"

"તઅજ્જુબ છે!"

"તઅજ્જુબની કોઇ વાત નથી. એવા કિસ્સાઓ તો સામાન્ય થઇ પડયા છે, અને હા......તમે મ્હારૂં નામ પુછ્યું હતું?"

"પુછ્યું તો અવશ્ય હતું......અગર તમે બતાવો તો!"

"ઝુરૂર, બધુંજ બતાવ્યું ત્યાં નામ બતાવવામાં શો વાંધો હોય? તમે મ્હને 'ફરીદૂન'ના નામે બોલાવી સકો છો!"

"ફરીદૂન......ફરીદૂન! કેવું સરસ નામ છે!"

"હશે......હવે તમારી વારી છે......"

"મ્હેં તો કહીજ દીધું છે કે હું એક સામાન્ય પંક્તિની અવરત છું......એક ગરીબ કિસાનની પુત્રી છું અને મ્હારું નામ 'સાહરહ' છે."

"સાહરહ ! કેવું પ્યારું નામ !"

"હોઈ સકે છે!" શીરીન બેપરવાહથી બોલી.

"સાહરહ !"

"કેમ, શું છે ?"

"તમે રહો છો કયાં?"

"એક જર્જરિત મકાનમાં."

"જર્જરિત ભલે હોય, પણ તે છે કયાં?"

"અહિંથી દૂર......બલ્કે ઘણે દૂર......!"

"તો તમે રાત્રે એકલાંજ......?"

અબ્બા હજી સુધી ઘરે નથી આવ્યા અને હું તેમની શોધમાં નીકળી હતી......એમેય અમને જંગલોનો એટલો બધો ભો નથી લાગતો......ટેવ પડી ગઇ છે !"

એ પછી ઘણી વાર લગી વાતો થતી રહી. જ્યારે શીરીન જવા માટે ઉઠી ત્યારે તેની છાતીમાં તે એક હળવું મધુરું દર્દ અનુભવી રહી હતી.

"પાછાં કયારે મળશો, સાહરિહ !" ફરીદૂને પુછ્યું.

"પરમ દિવસે."

"પરમ દિવસે, કાલે કેમ નહિં ?"

"શાયદ કાલે ન આવી સકું......"એમ કહી તેણે હસીને ફરીદુન તરફ જોયું અને રવાના થઇ ગઇ. ફરીદુન ત્યાંજ ઉભો રહયો. થોડાક ડગ ચાલી શીરીન ઉભી રહી.

"હમણા તમે કયાં જશો, ફરીદુન ! આ હાલતમાં ?"

"મ્હારે ઠેકાણું છે......બેફિક રહો......સાઇરહ !" શીરીન પાછી આવી.

"પરંતુ દુશ્મન ?"

"જ્યાં હું રહું છું, ત્યાં દુશ્મનની કલ્પના પણ પહોંચી સકે એમ નથી !"

શીરીને પુનઃ ચાલવા માંડયું......દૂર જઇ તેણે પાછળ ફરી જોયું. ફરીદુન ઉભો ઉભો ઉભો તેની તરફ જોઇ રહયો હતો. તેણે પોતાનો જમણો હાથ હલાવ્યો અને તે ઝડપપૂર્વક ચાલવા લાગી.

અને થોડાજ સમયમાં તે ફરીદુનની દૃષ્ટિ-મર્યાદામાંથી અલોપ થઇ ગઇ.



## [ ૧૪ ] તુર્માન

રાતનો પહેલો પ્રહર હતો. ફરીદૂન નદી કિનારે એક પત્થર પર બેઠા બેઠા ભીની ઝમીન પર કંઈક લખી રહયો હતો. એક બે મિનિટ પછી તેણે એક લાંબો નિસાસો મુકયો, આળસ મરડી અને પછી પોતાની નઝર, સામેની ધરતી ઉપર થીજાવી દીધી. માટીમાં ઠેક ઠેકાણે 'સાઇરહ' 'સાઇરહ' લખ્યું હતું. તેની આંખોમાં, તેના ઓષ્ટો પર સ્હેજ સ્મિત ફરકયું અને તે પુનઃ આળસ મરડી, વિચારોમાં લીન થઇ ગયો. પોતાની પ્રિય સાઇરહ ( શીરીન )ને તે સાત વાર મળી ચુકયો હતો અને એ કાળમાં પ્રેમનો સંબંધ-જેણે પહેલાજ મિલને બંનેના આત્માને જકડી લીધા હતા-મઝબૂત અને સુદ્રઢ થઇ ચુકયો હતો. એજ મિલનોના ચિત્તચોર દ્રશ્યો તેની આંખો સામે ફરવા લાગ્યા......થોડોક સમય પસાર થઇ ગયો. અચાનક ગત ઘટનાઓનો સિલસિલો તૂટી ગયો અને તે રંગીન કલ્પનાની સુગંધી મવજોની આગોશમાં વહેતો ભાવિના ગર્ભની અનંત ઉંડાઇમાં પહોંચી ગયો. સાઇરિહ તેની સોડમાં બેઠી બેઠી તેની તરફ હસતી આંખે જોઇ રહી હતી !

ફરીદૂન આવા સજાગ સુમધુર સ્વપ્નમાં ગુમ થઇ ગયો...એક વળી ગયલી કેડવાળો કદરૂપો ખુઢ્ઢો તેની લગોલગ આવીને ઉભો, તોય તેને ખબર પડી નહિ. તે તો વિચાર-નિદ્રામાં લીન હતો...થોડીક

પળ બુઢ્ઢો ખામોશીપૂર્વક તેને અવલોકતો ઉભો. પછી પત્થર પર જમણો પગ મુકી બોલ્યો :

"બેટા ! શું વિચારી રહયો છે ?"

ફરીદૂને બુઢ્ઢા તરફ જોયું અને તુર્તજ ઉભો થઇ ગયો.

"કાંઈ નહિં......કાંઇ નહિ" ફરીદૂન બોલ્યો.

"કાંઇ નહિ......એટલે ?" વૃધ્ધે કંઇક અજબ થઇ પુછયું : "તું કાંઇ ન કાંઇ વિચારી અવશ્ય રહયો છે. કદાચ તું તારી વર્તમાન દુર્દશા ઉપર અફસોસ ગુઝારી રહયો લાગે છે."

"નહિ, તેવું કશું નથી, જો કે તમારૂં અનુમાન સ્વભાવિક છે......પરંતુ મ્હને એકાંત ખૂબજ પસંદ છે. બીજું કશું નથી."

વૃધ્ધે અર્થસૂચક દૃષ્ટિયે જવાન તરફ જોયું. પછી તેણે પોતાનો પગ પત્થર પરથી ખસેડી લીધો.

"જે માણસ લોકોની નઝરથી ગુપ્ત રહેવા માગે છે, તે એકાંતથી ટેવાઈ જાય છે. ફરીદૂન ! શું કદી તેં એ વાત પર પણ વિચાર કર્યો છે, કે રાજ્ય તને કેમ દ્રોહી લેખે છે ?"

"ઝાત ઝાતના વિચારો......પરંતુ સૌથી મ્હોટો વિચાર એ આવે છે, કે આ વસ્તુ પાછળ અવશ્ય કોઇ ઘણો મ્હોટો ભેદ છુપાયલો છે."

"અને બેટા ! આજ હું તારી આગળ એ ભેદનું સ્ફોટન કરવાનો છું".

"ભેદનું સ્ફોટન ?"

"હા, આજ મ્હને એમ કરવાની ફર્ઝ પડે છે !" વૃધ્ધે કંઇક જુસ્સાપૂર્વક કહયું. બંને ખામોશ થઇ ગયા. ચાંદ હઝારો અદભુત-

તાઓને પોતાની છાતીમાં સંઘરી, એક ઉંચા વૃક્ષમાંથી આહિસ્તા આહિસ્તા ઉભરી રહયો હતો. ફરીદૂન એ દૃશ્ય જોવા લાગ્યો.

"સાચેજ, તેં સરસ અનુમાન બાંધ્યું. એ વસ્તુ પાછળ મોટો ભેદ છુપાયલો છે અને એ ભેદ શું છે, તે હવે સાંભળ. ત્હારો બાપ હુણ ફવજનો સિપહસાલાર હતો. બાદશાહ સાથે તેને ગાઢી મિત્રાચારી હતી. બાદશાહ સાથેના સંબંધને લઇ કેટલાક તેની અદેખાઇ કરવા અને તેને એકત્ર રીતે સતાવવા લાગ્યા. તેમણે તેની વિરૂદ્ધ બાદશાહને પણ ભંભેર્યા. પરંતુ બાદશાહને ત્હારા બાપ ઉપર પુરો વિશ્વાસ હતો. પરિણામે, શત્રુઓની સઘળી તજવીજો ધુળ ભેગી થઇ. તોય તેમણે પીછો છોડયો નહિં.

એજ કાળમાં ત્હારો બાપ એક બલ્ખી અવરતના પ્યારમાં ગિરફ્તાર થાય છે......થોડાજ સમયમાં ઉભય લગ્ન-ગ્રંથીથી જોડાય છે. એ અવરતના પેટે જે છોકરો અવતર્યો, તેનું નામ સૌથી મ્હોટા હુણના નામે નામ 'તુર્માન' રાખવામાં આવે છે......હું કહી ચુકયો તેમ, ત્હારા બાપના દુશ્મનો ખાઇ પીને તેની પાછળ પડયા હતા. તેમની કોશિશો એક હદ લગી કામ્યાબ થતી જતી હતી, જ્યારે 'તુર્માન' ચાર વરસનો થયો ત્યારે તેની મા મરણ પામી અને સાથેજ એવી ઘટનાઓ પ્રગટવા લાગી, જેના કારણે બાદશાહને ત્હારા બાપ ઉપર બગાવતનો શક ગયો. દુશ્મનો તો ટાંપીજ રહયા હતા. પરિણામે તારા બાપને ગિરફ્તાર કરાવવામાં આવ્યો અને 'તુર્માન' એક બલ્ખી કુટુંબમાં ઉછેરાવા લાગ્યો......અને આજ 'તુર્માન' ફરીદૂનના નામે ઓળખાય છે."

"હું......'તુર્માન'......હુણ......?" ફરીદુનના આશ્ચર્યની કોઇ સીમા રહી નહિં.

"હા......તુંજ 'તુર્માન'......હવે હજી આગળ સાંભળ. કેટલાક વરસો પછી ત્હારો પિતા કારાગૃહમાંથી ન્હાસી આવ્યો ત્યારે તું જવાન હતો અને તને ત્હારા પિતા વિષે મુદ્દલ ખબર ન હતી ત્હારો બાપ ત્હારી પાસે આવ્યો. તું તેને મળ્યો, એવી રીતે મળ્યો જેવી રીતે એક અજાણ્યો જણુ બીજાને મળે છે. ત્હારા બાપે એક ટોળી ઉભી કરી અને તે ટોળીમાં તુંય શામિલ થયો; જો કે તું તેના સાચા મકસદથી વાકિફ ન હતો. ત્હારા બાપને તો બળવાખોર લેખવામાં આવ્યો હતો અને જ્યારે દુશ્મનોએ જોયું, કે તે ગુપ્ત રીતે ભડવીરોની ટોળી જમાવવામાં સફળ નીવડયો છે, ત્યારે અદેખાઇની આગ ભડકી ઉઠી. બાદશાહે એ ટોળીના પ્રત્યેકને કત્લ કરવા માટે સિપાહીઓ મુકર્રર કર્યા. ઘણા કત્લ થઇ ગયા......હવે તને સમજાયું હશે, કે ત્હારી ઉપર બગાવતનો આક્ષેપ શા માટે થોપવામાં આવ્યો છે?"

"હા, પરંતુ મ્હારો પિતા......શું તેય મૃત્યુને ઘાટ ઉતરી ગયો?" નવજવાને આતૂર સ્વરે પુછ્યું.

"નહિ, તે હજી જીવતો છે."

'ક્યાં છે? મ્હેં તેને હજી લગી નથી જોયો."

જોવાનો સવાલ કોરે રહયો, તેં તેની સાથે અનેક વાર વાતો પણ કરી છે.....અને"

"પણ તે છે કોણ......?"

"ઝરા ધીરજ ધર, હું તને સઘળુંજ કહું છું પણ પહેલાં કહે, તું તારા બાપને બાપ તરીકેજ લેખશેને ?"

નવજવાને હયરતથી બુઢ્ઢા તરફ જોયું.

"એમાં હયરાન થવાની વાત નથી. બાપ બેટાનો માલિક હોય છે એટલે બેટા પર બાપની પ્રત્યેક આજ્ઞા ફર્ઝ સમાન છે."

"એ કોણ નથી જાણતું ?"

"તો સાંભળ, તે માણસ જેણે તને પનાહ આપી, જે તને બેટા બેટા કહી પુકારે છે......તે માણસ, જે ત્હારી સ્હેજ બેચયનીથી વ્યાકૂળ થઇ ઉઠે છે......તેજ તારો બાપ છે !"

"કોણ તમે ?" ફરીદૂન ફાટે ડોળે બુઢ્ઢા તરફ જોઇ રહયો.

"હા, બેટા ! હું ત્હારો બાપ છું. તું રાજકુટુંબનો નબીરો છે. ત્હારી રગોમાં હુણ કવમનું ખૂન વહી રહયું છે. તું ફરીદૂન નથી, તુર્માન છે !"

નવજવાનના મુખથી " અબ્બા ! " નીકળ્યું અને તે બુઢ્ઢાને ભેટી પડયો.



# [ ૧૫ ] કસોટીનો ક્રમ

"તુર્માન! હવે જ્યારે તેં તારા બાપને ઓળખી લીધો છે ત્યારે, તેનો હુકમ પણ સાંભળ !"

"ઝુરૂર સાંભળીશ, અબ્બા! ફર્માવો."

"બેટા ! તારો બાપ રાજ્યને વફાદાર રહ્યો છે. આટલી તકલીફો, આટલી યાતના, આટલી ઝિલ્લતો છતાં, તેનો વફાદાર નિમકખાર છું અને મરતાં દમ લગી તેમ રહીશ એટલે ત્હારેય હુકૂમતના વફાદાર થવું જોઇએ અને એ વફાદારી આજ ત્હારાથી કુર્બાની ચાહે છે !"

"કુર્બાની ? કેવી ?"

"ત્હારા બાપે પોતાની ઇઝઝત, પોતાની દવલત......અહિં સુધી કે પોતાની ઝિંદગીથી પણ, હાથ ધોઇ નાખવામાં પાછું ફરીને નથી જોયું, અગર તે ઇચ્છત, તો બગાવતનો ઝન્ડો બુલંદ કરી, હુકૂમતને ઇલ્ઝામ થોપવાનો સ્વાદ ચખાડી સકત, પરંતુ એથી બલખવાસીઓને આપણી તાબેદાર પ્રજાને શકિતશાળી બનવાની તક સાંપડી જતે અને પરિણામ શું આવતે, તે તું સમજી સકે એમ છે. હુકૂમતે તારા બાપને ઝિલ્લતની ખીણમાં ધકેલી દીધો, પરંતુ તે હુકૂમતને રજમાત્ર નુકસાન પહોંચાડવાંની કલ્પના પણ ન કરી સકયો. આ રીતે હુકૂમતે તેને બાગી ઠેરવ્યો છે; પરંતુ મ્હારા ફરઝન્દ ! ત્હારી ફર્ઝ અદા કર ! આજ હુકુમત પર પણ એક સંકટ ઝઝુમી રહ્યું

છે. અગર આપણે ગફલત કરીશું, તો હુણી હુકૂમત હીણી થશે અને બલ્ખીઓની કુવ્વતના પંજામાં સપડાઈને તેના ટુકડે ટુકડા થઇ જશે."

"ફરમાવો અબ્બા! આ જાન અને આ દિલ હાજિર છે!"

"બેટા! એ કામમાં જાનનો અંદેશો છે. અગર તેં એ સેવા બજાવી તો થોડાજ દિવસમાં તું ફવજનો સિપહસાલાર થઇશ...... સમસ્ત બલ્ખ ત્હારા ચરણોમાં હશે!"

"અબ્બા! મ્હારે શી ફર્જ બજાવવાની છે?"

"સાંભળ, આપણો બાદશાહ એક બલ્ખી બુલબુલને ઇશારે નાચી રહયો છે. એ કન્યા હુકૂમતની જડો કાપી રહી છે, એનું બાદશાહને ભાન નથી. દરરોઝ વફાદાર હુણ અફસરોની દરબારમાં છડેચોક કત્લ થાય છે અને બલ્ખી મ્હોટા મ્હોટા ઉહદાઓ ઉપર જામી રહયા છે. એ ખબીસ છોકરીએ બાદશાહ ઉપર એવાં કામણ કર્યાં છે, કે બાદશાહ તેની પ્રત્યેક ઇચ્છાને પોતાના જીવનની ફર્ઝ લેખે છે અગર આજ પ્રમાણે થતું રહયું, તો હુણ સલ્તનતના મૂળીયાં જડથી ઉખડી જશે, એ નક્કી છે. વરસો ઉપર એક અંધ ગવૈયાએ બાદશાહને કાબૂમાં લઇ, આપણી કવમને તબાહ કરવા માંડી હતી. તેને તો મ્હેં યમસદન પહોંચાડી દીધો; પરંતુ આ છોકરીનું સંકટ એ સામાન્ય સંકટ નથી......એટલે મ્હારી ઇચ્છા છે, કે તુંજ સલ્તનતને આ ભયંકર મુસીબતમાંથી છુટકારો અપાવે."

"તે શી રીતે બની શકે એમ છે? મને બતાવો. હું બધું કરવા તયાર છું."

'તું મધરાત પછી મ્હારી સંગાથે ચાલ. હું તને બાદશાહની પ્રિયતમાના બગીચામાં પહોંચાડી દઇશ. તું ત્યાં લપાઇને બેસી રહેજે અને જેવી તે જાદુગર અંદર આવે, કે એકજ વારમાં......"

"તેને કત્લ કરી નાખું ?"

"હા......એ તારી ફર્ઝ છે. એજ રીતે સલ્તનતનો નાશના જડબામાંથી છુટકારો થઇ સકે એમ છે. બોલ, આ સેવા અન્જામ આપવા તૈયાર છે ?"

"પણ તમે બાગમાં મ્હને શી રીતે દાખિલ કરી સકશો ?"

"એ મ્હારી ઉપર છોડ."

"તો હું મ્હારી ફર્ઝ અદા કરીશ." નવજુવાને જુસ્સાપુર્વક કહયું: "હું સલ્તનતની હિફાઝત કરીશ !"

"ત્હારાથી એજ આશા હતી, બેટા ! તારો સંકલ્પ નિહાળી, મ્હારો દિલ બાગ બાગ થઇ જાય છે. આ ફર્ઝ બજાવી તું આઝાદ થઈ જઇશ-ન કેવળ આઝાદ. બલ્કે ફવજનો સિપહસાલાર પણ. આપણી જમાઅત પુરતી શકિતશાળી થઇ ચુકી છે. ભવિષ્યમાં જે કાંઈ થશે તે હું જોઇ શકું છું. હાલ તે દર્શાવવાની ઝુરૂરત નથી !"

"હું મ્હારી ફર્ઝ અદા કરીશ."

"તો ઠીક, હું હવે જાઉં છું. ખબરદાર ! સાવચેત રહેજે. એ કામણગારીએ જાસૂસોની જાળ બિછાવી રાખી છે......"

"પર્વા નહિં, હું પુરતી સંભાળ રાખીશ."

"હું ધરે છું......જલ્દી આવજે"

"વારૂ."

વૃદ્ધ ચાલ્યો ગયો. નવજુવાન વિચારોમાં ડુબી ગયો.

## [ ૧૬ ] મુક્તિની હોડ

શીરીન જ્યારે દેશભક્તોના નિવાસ–સ્થાને પહોંચી, ત્યારે રાત્રિનો પહેલો પ્રહર પસાર થઇ ચુક્યો હતો. શીરીને દ્વાર ખટખટાવ્યું. દરવાજો ઉઘડયો અને તે અંદર દાખિલ થઈ. ત્યાં અસંખ્ય વતનવીરો તેની રાહ જોતા બેઠા હતા. તેના આગમનથી દરેકનો ચિહરો પ્રફુલ્લિત થઇ ઉઠયો. શીરીને એક પત્થર પર સ્થાન લીધું. એક મિનિટ ખામોશી રહી પછી હોરમઝ તેની સમક્ષ ઉભો રહી જુસ્સાપુર્વક બોલ્યો :

"શીરીન! વતન માટે જે કાંઈ તેં કર્યું છે, તે ખરેખર સન્માનને પાત્ર છે. આજ વતનની રજકણે રજકણ ત્હારા ઇહસાનો સામે ઢળેલી છે. પરંતુ આપણું અસ્લ કામ હજી સુધી પાર પડયું નથી. બલ્ખના તખ્ત પર બદસ્તૂર હુણોની આણ ચાલુ છે. વતનની છાતીને હજીય જંગલી હુણો ચીરી ફાડી રહયા છે. આપણે વતનને એ ક્રૂર રાક્ષસોના વિક્રાળ પંજામાંથી મુક્તિ અપાવવાની છે......!"

દુરૂસ્ત છે. એજ આપણો અસલી મકસદ છે." શીરીન બોલી: "બલામીર મ્હારી આંખોના ઇશારે નાચી રહયો છે. એજ વસ્તુથી ફાયદો ઉઠાવી મ્હેં હઝારો હુણોને તલ્વારને ઘાટ ઉતાર્યા છે એટલુંજ નહિં બલ્કે, તેમની જગ્યાએ મ્હારા અનેક દેશબાંધવોને ઉચ્ચ ઉહદાઓ ઉપર ગોઠવી દીધા છે."

"એ અમે સારી પેઠે જાણીએ છીએ અને એજ સાધન વડે
દુસ્મનોનો સર્વનાશ કરવા માગીએ છીએ. બાદશાહ બિલકુલ
ર છે. દેશબાંધવોની છાતીઓમાં વતન-પ્રેમની આગ ભડકી
છે. આપણે એ મવકાથી પુરેપુરો લાભ ઉઠાવવો જોઇએ.
માન્યતા મુજબ તખ્ત પર કબ્જો કરી લેવો જોઇએ!"
બધા પ્રશ્નાતૂર આંખે હોરમઝ તરફ નિહાળવા લાગ્યા.
'એ અસંભવિત નથી. બાદશાહને યમસદન પહોંચાડી દેવામાં
પછી......બગાવત......અને થોડાજ કલાકોમાં વતન, ફરી
આપણું વતન થઇ જશે." શીરીને ઉત્સાહમાં ઉભા થઇને કહયું.
"એમજ થવું જોઈએ." હોરમઝે સંમતિ દર્શાવી
"કાલે સવારે......બધું પતી જવું જોઇએ......તમે સઘળાજ
ાં આવી પહોંચજો. બાદશાહના મૃત્યુની સાથેજ તમે હુણોની
ામ શુરૂઅ કરી દેજો." શીરીને જુસ્સાપુર્વક કહયું.
"શીરીન!" પાસે ઉભેલા શમ્દસે કહયું: તે એ વાત પર
ા હતો, કે એજ છોકરી હજી થોડાજ સમય ઉપર ઘરમાંથી
નીકળતાં પણ ડરતી હતી.
"મ્હેં જે કાંઇ કહયું તે થઇનેજ રહેશે. કાલે બલ્ખના આકાશ
લ્ખવાસીઓની હુકુમતનો આફતાબ ઉગશે"
"પણ બાદશાહ શી રીતે ઠેકાણે પડશે?" શમ્દસે પ્રશ્ન કર્યો.
"કાલે શરાબ પાતી વકતે. બાદશાહની અચાનક મવતથી હુણો
બની જશે......એ સમયે ગાફિલ હુણો પર તુટી પડજો...
તખ્ત તમારૂં છે." શીરીન બોલી: "પરંતુ કાલે સવારે મહલમાં
ર બલ્ખ પ્રેમીઓની ઝુરૂરત છે."

"એ વિષે બેફિકર રહેજે. જેટલી મહલમાં ઇટો છે તેટલા જીવનદાતાઓ તે સમયે મહલમાં હાજિર રહેશે." હોરમઝે દઢતાપુર્વક કહ્યું.

"સાવચેતી પુરેપુરી રાખવાની છે......"શામ્દસે કહ્યું.

"જ્યારે જીવ હથેલી પર લઇને નીકળ્યા છીએ ત્યારે સાવચેતીની કશી ઝુરૂર નથી......હોરમઝે કહ્યું.

"તોય તમે ગુપ્ત માર્ગે મહલમાં આવજો." શીરીને હોરમઝને સંબોધતાં કહ્યું: "ગુપ્ત દ્વાર તમારા માટે ઉઘાડું રહેશે."

"ઠીક......અમે તારી પ્રત્યેક સૂચનાનું શિર સાટે પાલન કરવા તૈયાર છીએ......અને ખુદાનું ચાહ્યું હશે, તો કાલે બલ્ખના તખ્ત પર બલ્ખની સુકન્યા બિરાજમાન હશે!" હોરમઝ બોલ્યો.

"મ્હને તખ્તની ઝુરૂરત નથી. હું તો મ્હારી ફર્ઝ અદા કરી રહી છું......મ્હારા પવિત્ર પિતાના પગલે ચાલી રહી છું! શીરીને ઉચ્ચ સ્વરે કહ્યું.

"તોય દેશ-બાંધવો......દેશની સુકન્યાને એક પળ માટેય વિસરી સકે એમ નથી......

શીરીનના હોઠો પર આછું સ્મિત ફરકી ઉઠ્યું.

"કાલે સવારે મહલમાં પહોંચી તમારી ફર્ઝ અદા કરજો....."

"અમે તૈયાર છીએ......શીરીન કાલે સવારે તું જોશે, કે અમે અમારી ફર્ઝ બજાવવામાં પાછીપાની નથી કરી! હોરમઝ બોલ્યો.

શીરીન દરવાઝો ઉઘાડી બહાર નીકળી ગઈ. હોરમઝે દરવાઝો બંધ કરી લીધો.



## [ ૧૭ ] મુહબ્બતના સાટા

શીરીન ઉતાવળે ડગ ભરતી ચાલી જતી હતી. પ્રકાર પ્રકારના વિચારો તેને ઘેરી વળ્યા હતા. કદી તેનું મુખ પ્રફુલ્લિત જણાતું તો કદી તેના પર ઉદાસીનતા પથરાઈ જતી. સુસવાટા કરતો વાયુ ફુંકાતો હતો. આકાશ પર ચાંદ વાદળો સાથે સંતાકુકડીની રમત રમી રહયો હતો. શીરીનના પગોમાં વધુ જોમ આવ્યું અને તે પવન વેગે જાણે ઉડવા લાગી ..તેને પોતાનો હેતુ પાર પડતો લાગ્યો, તે કલ્પના–જગતમાં વિહાર કરવા લાગી...રકતનો પ્રવાહ માનવ–હુણુ શબોને ઘસડતો બહ્મના તખ્ત ઉપરથી પસાર થઇ રહયો છે...તેણે એક નિશ્વાસ નાખ્યો! પોતાની પેશાની પર હાથ ફેરવ્યો અને નદી કિનારે ચાલવા લાગી. તે ચાલતી હતી અને તેનો પડછાયો પાણીની સપાટી પર થરથરતો હતો અને તે, તે સ્થળે આવી પહોંચી જયાં તેનો પ્રિયતમ તેની રાહ જોતો બેઠો હતો. જેવી જ ફરીહૂનની નિગાહ તેના ઉપર પડી, કે તે દોડતો તેની પાસે આવ્યો.

"સાઇરહ! આજ તેં ખૂબ રાહ જોવડાવી!"

"નહિં, આજ હું રોઝ કરતાં કંઇક વહેલી આવી."

"ઇન્તિઝારની ક્ષણો કેવી કપરી હોય છે, સાઇરહ!" અને ફરીદુને શીરીનનો હાથ પોતાના હાથમાં લીધો.

"તમે કયારથી અહિં બેઠા છો?" શીરીને પુછયું.

"એની મ્હને ખબર નથી...પરંતુ ત્હારી રાહ જોતાં જોતાં મ્હારી આંખો થાકી ગઇ...બસ. એટલું મ્હને ભાન છે."

"અને હવે હું આવી પહોંચી."

ફરીદૂને નિઃસાસો નાખતાં કહ્યું.

"આવી તો ખરી પરંતુ અટલી તકલીફ પહોંચાડયા પછી."

"પ્રેમમાં ભોગવવી પડતી તકલીફ, તકલીફ નથી, રાહત છે!

"મ્હેં તેની શિકાયત કયારે કરી વળી? સાહરહ! અગર તારા ખાતિર આખા જગતની તકલીફો સહન કરવી પડે તો મ્હારા મુખમાંથી શિકાયતનો એક શબ્દ વટિક નીકળશે નહિં!"

"શું તમે ખરેજ એમ કહી સકો છો?"

"ઓહ, સાહરહ! તું નથી જાણુતી મ્હને તારા પ્રત્યે કેવો અપાર સ્નેહ છે...તું તેનો માપ પણ કાઢી સકે એમ નથી."

અને થોડી ખામોશી પછી તેણે પુછ્યું:

"પણ સાહરહ! તું મ્હને હમેશા ચાહતી રહશે...? દુન્યાની કોઇ તાકત તારા ઉરને મ્હારા ઉરથી વિખુટું તો ન પાડી દે?"

"તમને એમાં શક છે?"

"શક નથી, મ્હેં અમસ્તું પુછ્યું છે!"

"તમારે આવી વાતો પુછવી જોઇએ નહિં. જગતના સંજોગો આપણુને અન્યોન્યથી વિખુટા પાડી સકે છે-પરંતુ આપણા આત્માને વિખુટા કરનાર કોઇ નથી...! સંભવિત છે, કે કાળના પરિવર્તનો જીવનના ધ્યેયો આપણુને જુદા જુદા માર્ગે ખેંચી જાય; પરંતુ એ સ્થતિમાં હું અંતિમ શ્વાસ લગી તમને ચાહતી રહીશ."

"ધ્યેય?" ફરીદૂને પ્રશ્ન કર્યો.

"ધ્યેય આપણને મિટાવી સકે છે, આપણી મુહબ્બતને નહિં!"
ફરીદુન ઉંડા વિચારમાં ડુબી ગયો.
"શું વિચારી રહયા છો, ફરીદુન!"
"સાઇરહ!! તું મ્હારી ઝિંદગીની ઝિંદગી છે. તે સમય કેવો ય હતો, જ્યારે પ્રથમ મ્હેં તને નિહાળી હતી. ત્યારે હું ની રહયો હતો કે ધરતીના રજકણો આભના તારલા બની રહયા છે!"
"અને હું અનુભવી રહી હતી, કે આકાશનો ચાંદ મ્હારા ચુંબન કરી રહયો છે." શીરીન બોલી: "મુહબ્બત એક ગીત છે."
"કાશ આપણી રૂહો એ મીઠાં ગીતમાં વિલીન થઇ જાય!"
રીદુને સાઇરહના ખભા પર મસ્તક ઢાળી દીધું.
અને ત્યાં ખામોશી પથરાઇ ગઇ. અચાનક શીરીને ફરીદુનનું ખસેડતાં કહયું.
"ફરીદુન! થોડા દિવસો ઉપર તમે મ્હને એક વાત પુછી હતી."
"કઇ વાત?"
"તમે પુછયું હતું. આપણે કયારે જીવનના શાહ-રાહ ઉપર હાથ નાખી સફર ખેડીશું?"
"હા." ફરીદુને કહયું.
કાલ સવારે યા તો હું તમારાથી હમેશ માટે વિખુટી પડી ...યાં મરતાં દમ લગી..."
"પછી...?" ફરીદુન આગળ ન બોલી સકયો.
"શું...કહું?"
"મ્હારી પણ એજ સ્થિતિ...કાલ સવારે યા તો મૃત્યુની હઇશ યા મુહબ્બતની આગોશમાં!"

બંને પ્રશ્નાતૂર આંખે એક બીજા તરફ જોઇ રહયા.

"પ્યારી સાઇરહ! અગર હું જીવતો રહયો, તો દુન્યાની પ્રત્યેક નિઅમત તારા ચરણોમાં બિછાવી દઇશ!"

"મ્હને દુન્યાની કોઇ નિઅમતની ઝુરૂરત નથી. આપણ બંને અહિંથી દૂર...ઘણે દૂર...કોઇ નિર્જન સ્થળે ચાલ્યા જઇશું અને ત્યાં આપણી ઝિંદગી નિર્ગમન કરીશું!"

"ત્યારે પછી, કાલે અત્યારે એક નિર્જન ખૂણામાં હું હઇશ... તું હશે અને મ્હારી મુહબ્બત...!"

"અને આપણામાંથી એકાદનું અવસાન થયું તો?"

"તો બીજાનેય દુન્યાથી ફુરસત લેવી પડશે!"

"કાશ! આપણે આપણી ફર્ઝોમાં કામયાબ થઇએ."

"મ્હારૂં દિલ કહી રહયું છે કે હું મ્હારી પવિત્ર ફર્ઝ અદા કરવામાં અવશ્ય કામયાબ થઇશ."

"અને મ્હારી મકસદ પણ પુરી થશે, એનો મ્હારા દિલને સંપુર્ણ યકીન છે."

"પરંતુ કેટલીક વકતે ફર્ઝો જાનની કીમત આપી અદા કરવામાં આવે છે!" ફરીદુનના મુખમાંથી નીકળ્યું.

"શીરીન ફાટે ડોળે ફરીદુન તરફ જોઇ રહી.

"મ્હારી સાઇરહ! હું ત્હારા ચરણોમાં મ્હારી જાન આપીશ!"

રાત પસાર થઇ રહી હતી. થોડાક સમય પછી શીરીને કહ્યું:

"હવે ઉઠો ફરીદુન!"

થોડીજ પળો પછી શીરીન મહલ ભણી જઇ રહી હતી.



# [ ૧૮ ] પ્રેમ અને કર્તવ્ય

દરબાર ભરાયો હતો. બલ્ખનો તાજદાર પૂરા દબદબા સાથે તખ્ત ઉપર બિરાજેલો હતો. તખ્તની જમણી દિશાએ એક બીજું તખ્ત બિછાવેલું હતું અને તેની ઉપર બાદશાહની પ્રાણ-પ્યારી પ્રિયતમા શીરીન બેઠેલી હતી. શીરીનનું મુખ—આંખો સિવાય—રેશમી નિકાબથી ઢાંકેલું હતું. તે વારંવાર એક તરફ નિહાળતી હતી. સામે બલ્ખના કેટલાક ઉચ્ચ દરજ્જાના અમલદાર ઉભા હતા. તેમની ઉપર રાજદ્રોહનો આક્ષેપ થોપવામાં આવ્યો હતો અને એજ અપરાધના કારણે તેમને કત્લ કરવામાં આવતા હતા. શીરીનનો હાથ ઉંચો થતો અને સાથેજ, જલ્લાદનો હાથ ગતિમાન થતો અને અપરાધીનું મસ્તક ધડથી વિખુટું પડી એક તરફ ઢળી પડતું. શીરીનની આંખો ચમકતી અને તે પ્રસન્ન વદને બાદશાહ તરફ જોતી. ઘણી વારથી આ ખૂની ખેલ ખેલાઈ રહયો હતો. બાદશાહ પણ હવે તો કંટાળી ગયો હતો. અંતે તેણે કહયું :

"આ ખેલ હવે ખત્મ થશે કે નહિં?"

"કેમ, સરકાર! આપણે હુકૂમતના બાગીઓને જીવતા શી રીતે છોડી સકીએ છીએ?" શીરીને ઉત્તરમાં જણાવ્યું.

"પણ હુકૂમતના આટલા બધા બાગી?"

"હા, પ્રિયતમ! આ નાપાક ઇન્સાનો હુકૂમતને છિન્ન ભિન્ન કરી નાખવા માંગતા હતા. એમને અને એમના ગોઠીયાઓને તુર્તજ કત્લ

કરી નાંખવા જોઇએ...તમે કંટાળી ગયા હો એમ લાગે છે...કાંઇ નહિં...એ ઉદાસીનતા હમણાજ દૂર કરી નાખીશ !"

અને શીરીને એક તરફ ખાસ અંદાઝથી જોયું. એકજ મિનિટમાં એક કનીઝ હાથમાં સોનાના પ્યાલામાં શરાબ લઇ હાઝિર થઇ. શીરીને શરાબથી છલોછલ પ્યાલું હસીને બાદશાહ તરફ લંબાવ્યું. બાદશાહ તેને ગટગટાવી ગયો. શીરીને એક નિઃસાસો નાંખ્યો. એક પળ તેની આંખોમાં ઉદાસીનતા તરવરી ઉઠી. પરંતુ બીજીજ પળે તેણે તેને ખંખેરી નાંખી,

ખૂની ખેલ બરાબર ખેલાઇ રહયો હતો. અચાનક એક તરફથી હોરમઝ પ્રગટ થયો. શીરીને આંખોના ઇશારે તેને બોલાવ્યો અને જ્યારે તે તેની પાસે પહોંચ્યો, ત્યારે તેણે આહિસ્તાથી કાનમાં કંઇક કહયું. હોરમઝ પાછળ ખસીને દરબારીઓમાં અદ્રશ્ય થઇ ગયો. અચાનક એક તરફથી કોલાહલ સંભળાયો. શીરીને વ્યાકુળ દ્રષ્ટિએ તે તરફ જોયું.

સિપાહીઓ થોડાક માણસોને—જેમાં ફરીદૂન પણ શામિલ હતો—પકડી લઇ આવતા હતા.

"હુકૂમતના દ્રોહી..." એક સિપાહી બુલંદ આવાઝે બોલ્યો.

"હુકુમતના દ્રો...નાપાકો...સઝાએ પહોંચાડો એમને...!" શીરીને ગર્જીને ફર્યાદ ઝીલી.

"પણ હૂકૂમતના આટલા બધા બાગી કેમ ઉત્પન્ન થઇ ગયા? મ્હારી સમજમાં તો કાંઈ નથી આવતું !" બાદશાહે ચકિત થઈ પુછ્યું. ફરીદૂન સમુદ્રની એક બેકરાર છોળની જેમ તખ્ત સમીપ

મ ? ઉભો. શીરીને તેને જોયો અને તે થથરી ઉઠી.

"અમે હરગિઝ હુકુમતના બાગી નથી...અમારાથી વધીને હુકુમતના વફાદાર કોઇ નથી અને એજ વફાદારીના કારણે અમે રાજ્યને બરબાદીના મુખમાં હડસેલાતું નિહાળી સકતા નથી. બાદશાહ સલામત ! આપના જાંનિસારો–હુકુમતના વફાદારો–એ બધું બરદાશ્ત કરી સકે એમ નથી, કે એક ઝેરી નાગણ હુકૂમતની છાતીનું ખૂન ચુંસતી રહે અને તેઓ ગાફિલ થઇ, એ તમાશો નિહાળતા રહે !" ફરીદુને બુલંદ આવાઝે કહયું.

"ઝેરી નાગણ ? કોણ ?" બાદશાહે અજબ થઇ પુછયું.

"આ રહી !" ફરીદુને શીરીન તરફ ઇશારો કરતાં કહયું : "એજ તે ઝેરી નાગણ છે, જે પોતાની 'ચાલબાઝીઓથી સલ્તનતના ફુર્ચા ઉડાવી રહી છે. જે એકેએક હુણ સરદારને મારી નાખી બલ્ખ પર બલ્ખીઓની સત્તા કાઇમ કરવા માગે છે...અને તેની કોશિશો ફળીભૂત થઇ રહી છે. આપ એ ચાલબાઝીઓથી ગાફિલ છો...પણ અમે ગાફિલ નથી. આપની સામે આ શું થઇ રહયું છે ? શું આપ સમજી સકતા નથી ? કવમના અગ્રેસરો કત્લ થઇ રહયા છે. શું તેઓ બાગી છે ? હરગિઝ નહિં ! અમે બગાવત કરી એનો કોઇ સુબૂત ? બિલ્કુલ નથી. પછી આપ આ બલ્ખી નાગણના ઇશારે ચાલી રહયા છો, એની કાંઇ મતલબ ?"

"શું બકી રહયો છે તું...?" બાદશાહે બંને હાથો વડે માથું પકડતાં કહયું.

"બાદશાહ સલામત ! હુણની સલ્તનત તબાહ થઇ રહી છે અને તેય આપના હાથે..."

"શું...આ શું થઇ રહયું છે...? અને..." બાદશાહે અસ્પષ્ટ રીતે ઉચ્ચાર્યું.

"આપ નથી જાણતા બાદશાહ સલામત ? અમે..."

અને ફરીદુન એકદમ ચુપ થઇ ગયો. તે બાદશાહની બદલાયલી હાલત હયરતથી જોવા લાગ્યો.

"ખામોશ...?" શીરીન ગર્જી ઉઠી. તેણે નિકાબ ઉલ્ટાવી નાખ્યો. ફરીદુનની આંખો ફાટી ગઇ. તે એક કદમ પાછળ હઠી ગયો.

"સાહેરહ ?"

"અત્યારે તમે શું કરો છો તેનું તમને ભાન છે?" શીરીને ગંભીરતાપુર્વક પુછ્યું અને તે તખ્ત પરથી ઉતરી પડી.

"સાહરિહ !...તું...તું ?"

"ફરીદુન ! મ્હારી ફર્ઝના માર્ગમાંથી ખસી જાઓ...નહિંતર હું નડતર કેમ દૂર કરવી, તે જાણું છું !"

"તું...તું...શીરીન !...ઝેરી નાગણ તું ?" ફરીદુનનો સાદ ફાટી ગયો.

"તમે સાંભળ્યું...?" શીરીન બોલી: "અહિંથી ચાલ્યા જાઓ... ચાલ્યા જાઓ, ફરીદુન ! મ્હને નડતર દૂર કરવાને મજબૂર ન કરો!"

"અને મ્હનેય મ્હારા ફર્ઝના માર્ગથી નડતર દૂર કરતાં આવડે છે."

ફરીદુને એક ડગ આગળ વધતાં કહ્યું: "તું ત્હારી મકસદમાં હરગિઝ કામ્યાબ થઇ સકે એમ નથી. બલ્ખ પર હુણોની સત્તા રહેશે...હુણ..." એકદમ તેણે કયદીઓ તરફ ફરીને કહ્યું: આ રીતે મુંગા બેસી રેહવું, એ કાયરતા છે. આગળ ધપો અને એકેએક બલ્ખીને ઠેકાણે પાડી દો!"

કયદીઓના ચિહરા રકતવર્ણા થઇ ગયા. તેમનામાંથી એક જલ્લાદની તલ્વાર છિનવી આગળ ધસી આવ્યો.

"ખબરદાર !" એક ડગ પણ આગળ વધ્યા તો ! શીરીને લકારીને કહયું : "જોતાં નથી તમારો બાદશાહ મરી રહયો છે ાને બલ્ખ પર બલ્ખવાસીઓની હુકૂમત કાઇમ થઇ ચુકી છે...!" ારીને બાદશાહ તરફ ઇશારો કરતાં કહયું. બાદશાહ ઝોરઝોરથી ાસ લઈ રહયો હતો અને પોતાના નખો વડે શરીરને ખંજવાળતો તો. અચાનક તે ઉભો થયો અને ઝોરથી બરાડો પાડયો. તેની ાંખો અને મોઢામાંથી ખૂન વહી રહયું હતું. આખા દરબારમાં ાનસનાટી પ્રસરી ગઇ, બાદશાહ શીરીન તરફ ફર્યો, તેના કપાળની સો ઉપસી આવી અને તે હડખાયા કુતરા પેઠે તરફડિયાં મારવા ાગ્યો. તે શીરીનને કાંઇ કહે તે પૂર્વે, તેણે એક લાંબો શ્વાસ ખેંચ્યો ાને પુનઃ ઢળી પડયો.

"આ તમાશો જોઇ રહયા છો...તમે ?" ફરીદૂને કયદીઓને બોધતાં કહયું.

"ફરીદૂન ! તમે મ્હારા ફર્ઝ-માર્ગમાં આડખીલી નાખો છો. ાબરદાર ! હવે જો મુખેથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો, તો તમારી ર્દન ઉડાવી નાખવામાં આવશે."

શીરીને થોથરાતા સાદે કહયું. તેણે એક તરફ જોયું અને દૂર ાજળી વેગે દોડયા આવતા દેશભકતો ઉપર તેની નઝર ઠરી.

"તો શું હું મ્હારી ફર્ઝ ભૂલી ગયો છું, એમ ?" અને ફરીદુન દયો અને એકજ છલાંગે શીરીન પાસે પહોંચ્યો. તેના હાથમાં ાંજર ચમકયું.. એક પળ અને તે શીરીનની છાતીમાં પયવસ્ત ઇ ગયું.

"ફરીદુન...! આહ !"

શીરીનના મુખમાંથી શબ્દો ઝર્યા અને તે પટકાઇ પડી.

"શું જોઈ રહ્યા છો ?...દુશ્મનોને મૃત્યુને ઘાટ ઉતારી દો!" ફરીદુને કયદીઓ તરફ ઝડપથી ધસતા કહ્યું અચાનક શીરીન છાતી પર હાથ ધરી ઉભી થઇ ગઈ.

"બલ્ખ પર બલ્ખીઓની હુકૂમત કાઇમ થશે. હોરમઝ...હું મ્હારી ફર્ઝ અદા કરી ચુકી. હવે તમે...તમે તમારી ફર્ઝ અદા કરો...બલ્ખ, બલ્ખવાસીઓનું થશે...બલ્ખ...અમારૂં પ્યારૂં વતન... મ્હારૂં પ્યારૂં વતન..."

અને તે પુનઃ પછડાઇ...અને તેણે હમેશ માટે પોતાની આંખો મીંચી લીધી.

હુણો પર બલ્ખીઓ એક પ્રચંડ મોજાં જેમ પછડાતા હતા. રકત-તરબોળ હોરમઝ અચાનક ફરીદુન પાસે ધસી આવ્યો અને તેની છાતીમાં ખંજર ભોંકી દીધું. બંને એક સાથે પડયા...ચોમેર તલ્વારો ઝળકવા લાગી. ચોમેર લાશોના ઢગ ખડકાવા લાગ્યાં.

અચાનક ફરીદુનનો દેહ સળવળ્યો...તે ઘસડાતો ઘસડાતો શીરીન પાસે પહોંચ્યો...તેણે મસ્તક ઉચું કર્યું...શીરીનના ચરણો પર મુકયું...તેના ઓષ્ટ શીરીનના ચરણો પર કંપ્યા...એક આછો અસ્પષ્ટ ધ્વનિ ઉત્પન્ન થયો...અને તે પુનઃ ઢળી પડયો...તેનું પ્રાણ-પંખેરૂં બદન રૂપી પિંજરનો ત્યાગ કરી ઉડી ગયું.

મહલમાં અને મહલ બાહર ભયંકર કાપાકાપી ચાલી રહી હતી. બલ્ખી ઉદય મંડાઈ રહયો હતો; હુણી દવર અસ્ત થઇ રહયો હતો. વતનીય્યત યુગ-પલ્ટો લઇ રહી હતી.

# સમાપ્ત.

ઇકબાલના આદર્શોને પોષે એવા પ્રાણવાન સાહિત્યનું
સર્જન કરતી મુસ્લિમ-ગુજરાતની
પહેલી ગ્રંથમાળા.

# પ્રગટ થયલાં

૧ થોડાંક ચરિત્ર-દર્શનો
૨ જંગે યરમૂક
૩ વતનની વેદી

દરેકનું મૂલ્ય પાંચ આના
પોસ્ટેજ દરેકનો એક આનો વધુ
પરદેશ પોસ્ટેજ દરેકના છ પૈસા વધુ

ગ્રંથમાળાનું વાર્ષિક લવાજમ:

| | |
|---|---|
| હિન્દ | રૂ. ૨-૮-૦ |
| પરદેશ | ,, ૩-૦-૦ |

અલ્પ લવાજમમાં:
છસો થી આઠસો પાનાના આઠ પુસ્તકો.
આજેજ ગ્રાહક તરીકે તમારૂં નામ નોંધાવો.

બઝમે ઇકબાલ
KATHOR કઠોર. વાયા સુરત.